॥ श्रीकृष्णाय नमः ॥

# स्वधर्मवर्धक अने संशयच्छेदक.

પુસ્તક ૬-૭-૮-૯ મું.

## प्रकरण पहलु.

અસલ એટલે, સત્યયુગ, ત્રતા, દ્વાપરથી જ હિંદુ ધર્મમાં કેટલાં મત છે, તે વિષે પુરાણોમાં કહ્યુ છે. તથા કલિયુગ બેઠા પછી આચાર્યોએ ક્રિયા ક્રિયા ધર્મનું રક્ષણ કર્યું અને લોકોને સુધારીને ભગવાનની ભક્તિ કરવામાં પ્રવૃત્ત કર્યા, તે વિષે પ્રકરણ કહેલું.

બધા વેદના ત્રણ કાંડ છે, કાંડ એટલે પ્રકરણ ત્રણ છે; તેમાં એક કર્મકાંડ એટલે યજ્ઞ કરીને પરમેશ્વરને પ્રસન્ન કરવા. બીજો જ્ઞાનકાંડ એટલે પરમેશ્વરનું સ્વરૂપ કેવું છે, એ વિષે વર્ણન કરેલું છે. ત્રીજો ઉપાસનાકાંડ, એટલે પરમેશ્વરની ભક્તિ શી રીતે કરવી, તે વિષેનું વર્ણન કરેલું છે. એ ચારે વેદમાં ત્રણ કાંડ છે.

### कर्मकांडनुं प्रकरण संक्षेपमां.

કર્મકાંડમાં યજ્ઞે કરીને દરેક દેવતાને તથા ભગવાનને શી રીતે પ્રસન્ન કરવા? તે વિષેની ક્રિયા તથા જુદા જુદા મંત્ર કહેલા છે, તેમાં ધન તથા સ્ત્રી, પુત્ર મળવા સારૂ, તથા શત્રુને મારવા સારૂ, તથા શત્રુને જીતવા સારૂ, ઇત્યાદિ કામનાને સારૂ જે યજ્ઞ કરવો તે યજ્ઞ કામ્ય કહેવાય છે. અને મોક્ષ પામવા સારૂ તથા પરમેશ્વરની પ્રાપ્તિ થવા સારૂ પરમેશ્વરનો

યજ્ઞ કરવો, તે યજ્ઞ નિષ્કામ કહેવાય છે. એ રીતે બે કામના સારૂ બે પ્રકારના યજ્ઞ વેદમાં કહ્યા છે; પણ આ સૃષ્ટિમાં જે મનુષ્યો પેદા થયા, તેને સર્વ પ્રકારની ઇચ્છા છે, તે લૌકિક ઇચ્છા પરી થવા સારૂ કેટલાએક લોકો અન્ય દેવતાઓના સકામ યજ્ઞ કરવા લાગ્યા તેથી તે તેઓને પ્રસન્ન થઈ ફલ આપવા લાગ્યા, તેથી દેવતા ઉપર તેની પ્ર લાગી તેથી તે લોક તે જ દેવતાને પરમેશ્વર કરી પૂજવા વાગ્યા, જેમ હાલ કેટલાએક લોક લક્ષ્મી મળવા સારૂ હિંદુ ધર્મને છોડી દેવાની ઇચ્છા કરે છે અને હિંદુ ધર્મને તોડીને નવો પંથ ઉભો કરવા ચાહે છે, તેમ તે લોકો કરવા લાગ્યા. તેમાં કેટલાએક લોક મહાદેવજીને, ગણપતિને, શક્તિને, સૂર્યને વાયુને, પિતૃઓને પૂજવા લાગ્યા. તથા કેટલાએક ભગવાનની પ્રાપ્તિ થવા સારૂ તથા મોક્ષ થવા સારૂ ભગવાનને પણ પૂજવા લાગ્યા. એ રીતે જેટલા મ્હોટા દેવતા છે તેટલા માર્ગ લોકોએ વેદના કર્મકાડમાંથી જુદા પકડયા છે; અને સત્યયુગથી તે માર્ગ ચાલ્યા આવે છે. એ વિષે ગીતા, ભાગવત તથા બીજા સર્વ પુરાણોમાં એ વાત કહેલી છે. કલિયુગમાં જ એ નવા પંથ લોકોએ કહાડેલા છે તેમ નથી, પણ અન્ય દેવતાઓથી જે ફલ મળે છે તે અચલ રહેતું નથી, એવું શાસ્ત્રમાં ઠામ ઠામ કહેલું છે. તે જીવોને ગીતાજીના સાતમા અધ્યાયમાં મંદબુદ્ધિ એટલે અજ્ઞાની કહેલા છે, શ્લોક ૨૦ થી ૨૩ સુધી નીચે પ્રમાણેઃ—

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥१॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान् हि तान् ॥३॥
अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥४॥

અર્થઃ—ભગવાન કહે છે, હે અર્જુન! અનેક કામના વડે જે લોકોના ચિત્ત હરાઈ ગયલાં છે એવા જે જીવ છે તે અન્ય દેવતાઓને શરણ જાય છે, અને પોતાની પ્રકૃતિ પ્રમાણે તે તે દેવતાઓના નિયમ પ્રમાણે વ્રત પૂજન કરે છે. ૧. જે જીવ જે દેવતાઓનો ભક્ત છે, અને શ્રદ્ધાથી તેનું પૂજન કરે છે તેથી તે જ દેવતાને વિષે અચલ શ્રદ્ધા હું તેની વધારૂં છું. ૨. તે શ્રદ્ધાથી તે પુરુષ તે દેવતાનું આરાધન કરે છે, તેથી તેની લૌકિક કામના પૂર્ણ થાય છે, અને તે કામનાનો પૂર્ણ કરનાર પણ હું જ છું. ૩. પણ અંતે તે ફલનો નાશ થઈ જાય છે, એટલે તે ફલ અચલ રહેતું નથી; અને તે દેવતાની આરાધના વડે તે જીવ તે જ દેવતાને પામે છે, મને પામી શકતો નથી; પણ મારી ભક્તિ કરનાર તો મને જ પામે છે. એવા અલ્પ બુદ્ધિના જીવ મને ભજતા નથી તેથી તે જ દેવતાને પામે છે. ૪. એ રીતે અન્ય દેવતાઓ પાસેથી લૌકિક ફલ મળવા સારૂ લોકો તે દેવતાઓને જે ભજે છે તે મંદબુદ્ધિવાળા છે, તે મને પામતા નથી; એ રીતે ભગવાને કહ્યું છે. માટે વેદના કર્મકાંડમાં લૌકિક ફલ મળવા સારૂ અન્ય દેવતાઓના યજ્ઞ પણ કહેલા છે, અને ભગવાનને પામવાનું કર્મ પણ કહેલું છે તથાપિ ભગવાનને પામવાનું કર્મ મૂકીને બીજા દેવતા નિમિત્ત યજ્ઞ કરતા હતા, તેનું કારણ એ છે કે આ જીવો સંસારમાં પડી જાય અને જન્મ મરણનું દુઃખ ભોગવે એટલા સારૂ સ્ત્રીપુત્રાદિક જે વિકારી ફલ તથા નાશવંત ફલ ભગવાન એકાએકી અધિકારી પુરુષ જોયા વગર આપતા નથી, અને અન્ય દેવતાઓ અધિકારી જોયા વગર તરત તે યુગમાં ફલ આપતા હતા તે વાત દશમસ્કંધ ભાગવતમાં ભસ્માસુર પ્રસંગમાં કહી છે. માટે આ સૃષ્ટિને દરેક કામ આવી પડયું હોય તો તે યુગમાં તે દેવતાનો યજ્ઞ કરીને તે દેવતાને પ્રસન્ન કરીને પોતાનું કામ પાર પાડતા હતા, એટલા સારૂ વેદના કર્મકાંડમાં રાજસી, તામસી, સાત્ત્વિક, એ ત્રણે પ્રકારના દેવતાઓના યજ્ઞ કહેલા છે, તેમાં ભગવાનને ભજનાર લોકોને કદાચ લૌકિક કામ આવી પડે તો તેટલી જ ઘડી તે દેવતાનો યજ્ઞ કરીને પોતાનું કામ કરી લઇને પાછા હમેશાં ભગવાનને જ ભજતા હતા; તેથી તે ભક્ત ભગવાનને પામતા હતા. પણ અજ્ઞાની અને મંદબુદ્ધિના લોકો જે હતા, અને કેવલ લૌકિક કામના

વાળા જે લોકો હતા, તે તો હમેશાં અન્ય દેવતાઓને જ ભજતા હતા. એ રીતે અન્ય દેવતાઓને ભજવાના માર્ગો તથા ભગવાનને ભજવાનો ભક્તિમાર્ગ અસલથી હિન્દુઓમાં ચાલ્યો આવે છે. એ પંથો કલિયુગમાં નવા ઉભા થયા નથી, અને એ શાસ્ત્રી કહે છે કે કલિયુગમાં એ પંથો નવા ઉભા થયા છે, એ વાત વેદ ગીતા ભાગવતાદિ પુરાણોથી ઉલટી છે. તે ઉપરથી સાફ જણાય છે કે એ શાસ્ત્રી વેદ પુરાણોમાં જરા વાકેફ નથી; અને કદાચ વાકેફ હશે તો એણે વગર ભણેલા લોકોને આચાર્યોનો દ્વેષ બતાવવા સારૂ એ રીતે લખ્યું હશે; એ પણ સાફ જણાય છે. માટે એની ચોપડીની સર્વ વાત એ જ રીતે ગલત છે. અમે એ વાતની સાબીતી ઘણા પ્રાચીન કાલના જે વેદ છે, તેથી તથા દ્વાપરયુગના જે વ્યાસજીના કહેલાં પુરાણ છે તે ઉપરથી બતાવી આપી છે.

## वेदना ज्ञानकांडनो सिद्धांत.

જ્ઞાનકાંડમાં ભગવાનના અવતારોનું, તથા દેવતાઓનું, તથા આ જગતનું મૂલ રૂપ જે પુરુષોત્તમ છે, તેના સ્વરૂપનું વર્ણન કરે છે, અને અવતારોનું, તથા દેવતાઓનું, તથા જગત્, જડ તથા જીવરૂપ વસ્તુનું રૂપ શું છે ? તેનું વર્ણન કરે છે.

સર્વમૂલરૂપ પ્રથમ સ્વરૂપ જે પરબ્રહ્મનું છે તેનું જ નામ પ્રસિદ્ધ પુરુષોત્તમ ગીતાજીના પંદરમા અધ્યાયમાં કહ્યું છે; અને વેદના ઉપનિષદોમાં બ્રહ્મ તથા પરબ્રહ્મ નામ કહેવાય છે, અને ભાગવતમાં સ્વયં ભગવાન નામ કહ્યું છે, તે મૂલરૂપ પૂર્ણ પુરુષોત્તમ પ્રથમ એક જ સ્વરૂપ હતા, તે પોતાની રમણ ઇચ્છા વડે અંશે કરીને અનંત રૂપ થયા છે, તે લૌકિક સ્ત્રીપુરુષ સરખા તથા પશુ પંખી સરખા નાશવંત નથી; માટે અવિનાશી કહેવાય છે. નિરંજન એટલે નિષ્કલંક છે. અને નિર્વિકાર એટલે વૃદ્ધિ, ક્ષય, બાલ, જોબન, વૃદ્ધ, એ અવસ્થાના વિકાર જેમાં નથી, અને અજ એટલે માબાપથી જન્મેલા નથી, પોતે જ સૌના માબાપ છે, નિરાકાર એટલે લૌકિક આકાર પ્રમાણે આકાર નથી, આનંદસ્વરૂપ એટલે નખથી શિખા પર્યંત આનંદનું જ સ્વરૂપ છે, ચૈતન્ય એટલે પોતાના તેજ વડે પોતાનું સ્વરૂપ ઢંકાઇ ગયલું છે, અને

જ્ઞાનઘન સ્વરૂપ છે. જે જે વાત બ્રહ્માંડમાં થાય છે, તે સર્વે જાણે છે. સતરૂપ એટલે પોતાની સત્તાવડે સર્વે બ્રહ્માંડનું ધારણ કરી રહ્યા છે. નિર્ગુણ એટલે માયાના સત્વ, રજ, તમ, એ ત્રણે ગુણ જેના વશમાં છે, અને સ્વતંત્ર છે. માયાના ઇશ એટલે સર્વ સામર્થ્યના ધણી સર્વ શક્તિમાન છે. અકર્તા એટલે લોકની પેઠે હાથથી જ સર્વે કામ કરે એવા નથી, પોતાની ઇચ્છામાત્રે કરીને આખા બ્રહ્માંડને ઉત્પન્ન કરી શકે છે. અક્ષરાતીત એટલે અક્ષર બ્રહ્મધામથી અતીત કહેતાં જુદું જે ગૌલોક ધામ છે તેમાં બિરાજે છે. વ્યાપક એટલે તે ધામમાં બિરાજ્યા થકી પોતાના સામર્થ્ય વડે જે ઠેકાણે જોઇએ તે ઠેકાણે હાજર છે. પ્રસિદ્ધ પુરુષોત્તમ એટલે વેદ તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધ કરીને જેને સર્વ પુરુષમાં ઉત્તમ પુરુષ કહે છે. સદા આનંદનું સ્વરૂપ છે અદ્વૈત એટલે જગતમાં જડ, જીવ, અને અંતર્યામિરૂપ અંશે કરીને એ જ પુરુષોત્તમ છે. દ્વૈત એટલે એ ભગવાન વગર બીજી વસ્તુ, અને અદ્વૈત એટલે એજ ભગવાન જડ, જીવ, અંતર્યામી થયા છે; માટે અદ્વૈત કહેવાય છે. ભગવાન એટલે ઐશ્વર્ય, વીર્ય, યશઃ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, એ છ ગુણે કરીને સંપન્ન છે; અને ભક્તમનોરથપૂરક છે. એ રીતે ચારે વેદની શ્રુતિઓમાં તથા ચારે વેદના ઉપનિષદમાં પુરુષોત્તમનું સ્વરૂપ કહ્યું છે. એ ઉપર કહ્યા પ્રમાણે સર્વે વેદના વચન અમારી પાસે છે, તથાપિ આ ચોપાનીઉં શૂદ્રના વાંચવામાં આવે છે તેથી એમાં તે વચન લખવા વિષે સખ્ત વેદમાં મના છે, માટે અમે લખી શકતા નથી, તથાપિ ગીતાજીમાં સર્વ વેદનું દોહન કરેલું છે, અને એ વચન ભગવાનનાં છે, અને ભાગવત વેદફલરૂપ કહ્યું છે, અને એના કર્ત્તા વ્યાસજી છે, તે સર્વ વેદના જાણનારા આચાર્ય છે, અને ભગવાનનો અવતાર છે, માટે એણે જે નિર્ણય કરીને ગીતા, ભાગવતમાં કહ્યું છે, તે બરાબર બીજો કોઈ વેદમાં જાણનાર થયો નથી, અને થશે પણ નહિ. સર્વ ઋષિઓએ તથા સર્વ આચાર્યોએ લોકોને વેદાર્થ સમજાવવા સારૂ વ્યાસજીનાં સૂત્ર, ઉપર જ ભાષ્ય કર્યું છે, અને વ્યાસજીના વચનને પ્રમાણ કર્યું છે. માટે જે વેદાર્થ ગીતા તથા ભાગવતમાં છે તે સર્વેના વાંચવામાં તથા સાંભળવામાં આવે છે તેમાં પણ એ જ પ્રમાણે વેદના જ્ઞાનકાંડનો સિદ્ધાંન્ત કહ્યો છે.

પ્રથમ સ્કંધથી તે દ્વાદશ સ્કંધ સુધી બધા સ્કંધમાં એ વાત કહી છે. માટે તેની સાથે હમારી લખેલી વાત મેળવી જોવી. વ્યાસજી ઉપરાંત બીજા જે આજના પંડિતો છે, તેની વાત કદી માનવા યોગ્ય નથી. કારણ કે તે પંડિતો ચારે વેદ ભણેલા નથી, અને ભણેલા હશે તો અર્થ કરવાની તેઓને ગમ નહિ હોય; જેમ વેદિઆ ઢોર વેદ ભણી જાય છે પણ વેદના અર્થ જાણતા નથી. માટે વ્યાસજીએ કહ્યું છે તે જ વેદનો અર્થ ખરો છે, માટે જે કોઇ પંડિત બોલે તેને ગીતા તથા ભાગવત સાથે તપાસી જોવું, તેથી તેનો કહેલો અર્થ ખરો છે કે ખોટો છે, તે તરત સર્વેના સમજવામાં આવી જશે. અને હિન્દના સર્વે બ્રાહ્મણો ગીતા તથા ભાગવતને મુખ્ય કરી માને છે, અને એ શાસ્ત્ર કલિયુગના જીવોને ભગવાનની પ્રાપ્તિ થવાસારૂ વ્યાસજીએ બધા વેદના ત્રણ કાંડનું દોહન કરીને કહ્યું છે. માટે એ જ શાસ્ત્ર પ્રમાણે સર્વે હિન્દુઓને ચાલવું ઘટે છે, એ શાસ્ત્રને અસત્ય માનીને જે લોક બીજાના કહ્યા પ્રમાણે ચાલશે તે લોક નિશ્ચયે કરીને ખત્તાં ખાશે, એ વાત સત્ય કરીને જાણવી.

## ज्ञानकांडमांथी केटला मार्ग निकळ्या छे ते विषे.

નિરંજન, નિરાકાર, અને અકર્તા એવું વેદમાં પરબ્રહ્મનું સ્વરૂપ કહેલું છે, તે ઉપરથી સાંખ્ય શાસ્ત્રવાળા એવું સમજે છે કે, પરમેશ્વર આકાશની પેઠે શૂન્યાકાર છે, અને જગત્‌ના કર્તા નથી, આ બધું માયા કરે છે, એવું સમજે છે તેને પુરાણોમાં વ્યાસજીએ માયાવાદી કહેલા છે; અને નિરીશ્વર સાંખ્યવાદી તેનું નામ છે, અને બીજા સેશ્વર સાંખ્યવાળા કહેવાય છે, તે એમ કહે છે કે માયા તથા પરમેશ્વર મળીને જગત્‌ની રચના કરે છે, તેમાંથી બ્રહ્મજ્ઞાનીનો માર્ગ ચાલ્યો છે તે એમ માને છે કે, અમે પરમેશ્વર છીએ, હમારે બીજા પરમેશ્વરની ભક્તિ કરવાની જરૂર નથી. એ રીતે ત્રણ માર્ગ જ્ઞાનકાંડમાંથી જ્ઞાનકાંડનો અર્થ સમજ્યા વગર લોકોએ કહાડયા છે. એ ત્રણે માર્ગનું વર્ણન વ્યાસે પુરાણોમાં કહેલું છે.

## वेदना ज्ञानकांडमां उपासनाकांड विषे.

ઉપાસનાકાંડમાં ભક્તિ કરવાની રીત કહેલી છે, તે વેદનો

ઉપાસનાકાંડ સર્વેને સુગમ રીતે સમજાય તે સારૂ શાંડિલ્ય ઋષિએ તે ઉપર સૂત્ર કરીને તેમાં વેદના અર્થનો પ્રકાશ કરેલો છે, તેમાં ભક્તિનાં દશ અંગ કહેલાં છે. શ્રવણ, કીર્તન, સ્મરણ. અર્ચન, વંદન, દાસ્ય સખ્ય, આત્મનિવેદન અને પ્રેમ, એ રીતે દશે અંગ મળીને ભક્તિ કહેવાય છે. એ ભક્તિ કરવાનો જે રસ્તો તેને ભક્તિમાર્ગ કહે છે; અને જે એ માર્ગે ચાલે છે એ ભક્ત કહેવાય છે. એ ભક્તિનો ઉપયોગ અન્ય દેવતાઓની ભક્તિ કરવામાં તથા અવતારોની ભક્તિ કરવામાં તથા પૂર્ણ પુરુષોત્તમની ભક્તિ કરવામાં કરવો પડે છે, એ ભક્તિ વગર કોઇ પણ દેવતા તથા પુરુષોત્તમની પ્રાપ્તિ જીવોને થતી નથી. માટે વેદના ઉપાસના કાંડમાંથી ભક્તિમાર્ગ નિકળ્યો. એ રીતે સેશ્વરસાંખ્ય તથા નિરીશ્વર સાંખ્ય તથા બ્રહ્મજ્ઞાનીનો માર્ગ તથા ભક્તિમાર્ગ એ ચાર માર્ગ વેદના જ્ઞાનકાંડમાંથી નીકળ્યા છે.

સ્મરણભક્તિમાં જે પરબ્રહ્મના સ્વરૂપનું ધ્યાન કરવું રહ્યું છે, તેમાંથી યોગમાર્ગ નિકળ્યો છે, તે વિષે એકાદશસ્કંધ ભાગવતમાં યોગના પ્રસંગમાં ભગવાને કહ્યું છે કે, યોગમાર્ગવાળા અઠાવિશ તત્ત્વની ઉપાસનામાંથી જે સિદ્ધિની કામના રાખીને તે તત્ત્વનું ધ્યાન કરે તો તે તત્ત્વની ઉપાસનાવડે જે સિદ્ધિ તે તત્ત્વથી મળવી શાસ્ત્રમાં કહી છે તે સિદ્ધિ તેને મળે છે. પણ તે સિદ્ધિ ભગવાનની પ્રાપ્તિમાં અંતરાય કરાવે છે, એ રીતે ભગવાને કહ્યું છે. પણ જે લૌકિક કામનાવાળા જીવ છે, તે તત્ત્વોની ઉપાસના કરવા લાગ્યા. તેમાં કોઇ પૃથ્વીની, કોઇ જલની, કોઈ વાયુની, કોઇ અગ્નિની, કોઇ આકાશની, એ રીતે યોગમાર્ગમાંથી અઠાવિશ તત્ત્વની ઉપાસનાના અઠાવીશ માર્ગ લોકોએ પકડ્યા અને યોગ સાધવાનું અંગ તપ તથા વૈરાગ્ય છે. એ રીતે ત્રીશ માર્ગ યોગ માર્ગમાંથી યોગાભ્યાસી લોકો જે વૈરાગી હતા તેણે પોતાને સિદ્ધિઓ મળવા સારૂ ચલાવ્યા છે. એ રીતે એ સર્વે માર્ગ અસલ કાળથી ચાલ્યા આવે છે, તેને એ શાસ્ત્રી કહે છે જે કલિયુગમાં નવા ચાલેલા છે. માટે એ શાસ્ત્રીએ એકે પુરાણ જોયું નથી, એવું દેખાય છે. અગર જોયું હશે તો કહેવતમાં કહે છે કે 'ભણ્યા પણ ગણ્યા નહીં' એ રીતે એ શાસ્ત્રી કદાચ ભણ્યો હશે તથાપિ શાસ્ત્રમાં શું શું કહ્યું છે ? અને શી રીતે કહ્યું છે ?

અને તે વાતનો હાર્દ શું છે ? એ ત્રણ વાતનું જ્ઞાન એને થયું નથી. એણે શાસ્ત્રીપણું બતાવ્યું છે પણ તેને એટલું જ્ઞાન રહ્યું નહીં; જે એ ગ્રંથ ભણેલાના હાથમાં જશે તો મારૂં અશાસ્ત્રીપણું માલમ પડી આવશે. અને વિદ્વાનો મારી મશ્કરી કરશે એટલી સમજ એણે રાખી નહીં. વળી એ શાસ્ત્રીએ આચાર્યોના ગ્રંથના જાણી જોઇને આગલા પાછલા શ્લોક મૂકી દઇને તે શ્લોકનો ઊંધો અર્થ કરીને લોકોને બતાવ્યો છે. એવી જાણી જોઇને દગલબાજી કરી છે, પણ એટલી ખબર તેણે રાખી નહી જે એ ગ્રંથો વૈષ્ણવોના નિત્ય પાઠમાં આવે છે તેથી તેઓ મારી દગલબાજી તરત પકડી કહાડશે, અને મ્હારૂં અવિદ્વાનપણું લોકોમાં પ્રકટ થશે એટલું સમજ્યો નહીં. બીચારા વગર ભણેલા લોકોને તેના માર્ગથી ભ્રષ્ટ કરવાનો ઉપાય કર્યો. એ રીતે કરવાથી શું તે શાસ્ત્રી આચાર્યોના માર્ગને તોડી શકશે ? એવું તે પોતાના મનમાં સમજે છે? પણ એવું કરવાથી તો ઉલટું તેના ગ્રંથનું લોક અપમાન કરશે, અને તેના બોલવાને અસત્ય માનશે, અને દગલબાજ માનશે. એવી દગલબાજી કરીને આચાર્યોના ખરા સિદ્ધાંતને દૂષણ આપવું એ કામ અવિદ્વાનનું છે. જો ખરો વિદ્વાન હોય તો તેના ગ્રંથોથી જ તેના સિદ્ધાંતને દૂષણ બરાબર આપી શકત, પણ તેમાં તેટલી બુદ્ધિ નથી. ત્યારે તેણે આગલા પાછલા તે ગ્રંથના શ્લોક મૂકી દઇને પોતાની મતલબ પ્રમાણે તેણે લોકોને લખી જણાવ્યું છે. માટે હે વૈષ્ણવો ! એવા દગલબાજથી તમારે સાવધ રહેવું જોઇએ, અને કપટ રાખીને બોલનારની મતલબ શી છે તે સમજવું જોઇએ. આ પ્રકરણમાં અમે પ્રાચીન જે વેદ છે તથા કલિયુગથી પહેલાનાં જે પુરાણો છે તેમાં કહ્યા પ્રમાણે આ માર્ગ હિન્દુઓમાં અસલથી ચાલ્યો આવે છે તે બતાવી આપ્યું છે.

## कलियुग बेठा पछी आचार्यो किया किया थया अने तेमणे किया धर्मनुं रक्षण कर्युं ?

શ્રીકૃષ્ણ સ્વધામ પધાર્યા પછી રાજા પરીક્ષિતના વખતમાં કલિયુગ પૃથ્વી ઉપર આવ્યો, તે પરીક્ષિતના પુત્ર જનમેજય થયા ત્યાં સુધી નારદજી, વ્યાસજીની આવજાવ ભરતખંડમાં હતી, એવું ભાગવત ઉપરથી

માલુમ પડે છે. ત્યારપછી કલિયુગનો ફેલાવો થવા લાગ્યો તેથી એ ઋષિઓનાં દર્શન લોકોને ન થવા લાગ્યાં, પણ રાજા પરીક્ષિતને શુકદેવજીએ ભાગવત કહ્યું હતું, તેથી એ શાસ્ત્રનો પ્રચાર લોકોમાં શુકદેવજીના તથા વ્યાસજીના શિષ્યોથી થયો હતો, તેથી વૈષ્ણવ ધર્મ ચાલુ રહ્યો, પણ મ્હોટા ઋષિઓની આવક ભરતખંડમાંથી બંધ થવાથી લોકોમાં અજ્ઞાનની પ્રવૃત્તિ અતિશય થઈ, તેથી રાજાઓમાં પણ દગો, ફીતુર ચોરી, અતિશય ચાલવા લાગ્યાં; માટે લોકો પોતાના બચાવ સારૂ તથા પોતાને ચમત્કાર મળવા સારૂ ભૂત, પ્રેત, પિશાચ, ઇત્યાદિ દેવતાઓની ઉપાસના કરવા લાગ્યા, અને તેને બલિભોગ આપવા સારૂ અતિશય પશુહિંસા કરવા લાગ્યા, તેમ શાક્ત મત પણ અતિશે ચાલુ થયો, તેથી અભક્ષ મદિરાપાનની પ્રવૃત્તિ પણ ઘણી થઇ, ત્યારે ભગવાને વિચાર કર્યો, કે હિંદુ લોકોને અભક્ષનો સ્વાદ લાગવાથી મ્લેચ્છોની પેઠે નિત્ય પશુ ભક્ષણ કરવા લાગી જશે, માટે હિંસા બંધ કરાવવી; એવું ધારીને અંશે કરીને બુદ્ધાવતાર ધારણ કર્યો, અને જીવ હિંસા કરવાનો દોષ ઘણો છે, જીવ છે તે પરમેશ્વર છે, એ રીતે જીવ બચાવવા સારૂં જીવનું મહાત્મ્ય વધાર્યું. તે ઉપર બ્રાહ્મણો તકરાર કરવા લાગ્યા, ત્યારે વેદના કર્મકાંડની નિંદા કરી, અને વેદને જુઠો ઠરાવ્યો; અને એ મત પોતે ચલાવ્યો. હિંસા બંધ કરીને અભક્ષ કરતા હિંદુ લોકોને બંધ કરવા, એટલું જ કામ બુદ્ધાવતારને કરવું હતું, તે કરીને પોતે દેહ છોડી, ત્યારપછી તેના જે શિષ્ય થયા તેણે એ મતનો પ્રસાર કર્યો, તેથી વેદને માનવું લોકોએ મૂકી દીધું, અને જીવ જ પરમેશ્વર છે, બીજો કોઈ પરમેશ્વર નથી, એવો નાસ્તિક મત જૈન મત ચાલવા લાગ્યો. તેથી વેદમત ઉચ્છિન્ન થઈ ગયો; એટલે ઉઠી જવા લાગ્યો. તે બૌદ્ધ મત તોડવા સારૂ ન્યાયશાસ્ત્રવાળાએ તથા કર્મમીમાંસાવાળાએ પ્રવૃત્તિ કરી; ત્યારે શિવે શંકરાચાર્યરૂપે મહાદેવના અંશાવતાર પ્રકટ થઇને જૈન મત તોડયો, અને નિરાકાર ચૈતન્યરૂપ ઈશ્વર છે, એવું પ્રતિપાદન કર્યું, અને કર્મકાંડ પણ ચિત્ત શુદ્ધ થવાને સારૂ કર્યો, એવુ પ્રતિપાદન કર્યું. અને શિવની મૂર્ત્તિનું પૂજન કરવું, અને શિવની આરાધના કરવી એ રીતે શિવજીને ભજવાનો માર્ગ સ્થાપન કર્યો, અને "सोहं ब्रह्मास्मि" એ

ઉપદેશ કર્યો કે હું તે બ્રહ્મ છું એવું જાણવું એવો ઉપદેશ લોકોને કર્યો. એ રીતે અર્ધા વેદનું સ્થાપન કર્યું, અને બધો વેદ જે ઉચ્છિન્ન થયો હતો તે પાછા વેદને લોકો માનવા લાગ્યા, એટલું કામ શંકરાચાર્યે કર્યું, પણ શંકરાચાર્યના વખતમાં બીજા માર્ગ પણ ચાલતા હતા, તેમ વૈષ્ણવ માર્ગ પણ ચાલતો હતો, એવું શંકરાચાર્યના દિગ્વિજયના પ્રસંગમાં કહ્યું છે. તે માર્ગ શંકરાચાર્યના અગાઉ દ્રવિડ દેશમાં શ્રીવિષ્ણુના અવતાર શ્રીવિષ્ણુસ્વામીએ પ્રકટ થઇ ચલાવ્યો હતો. એમણે અદ્વૈત માર્ગ વેદના જ્ઞાનકાંડમાં કહ્યો છે તેનું કારણ બતાવ્યું. અને જીવ ભગવાનનો અંશ છે. મૂલરૂપ ભગવાનની ભક્તિ એણે કરવી ઘટે છે, અને શિવ બ્રહ્માદિ દેવ એ ભગવાનના તાબેદાર છે, એના સ્વામી ભગવાન છે; માટે તેની ઉપાસના બ્રાહ્મણોને કરવી ઘટે છે. એ રીતે ભક્તિમાર્ગ ચલાવ્યો હતો. ત્યારબાદ શંકરાચાર્યના શિષ્ય મધ્વાચાર્ય થયા, તેને શંકરાચાર્યે કહ્યું કે તું દક્ષિણમાં જઇને આ માર્ગનો ઉપદેશ કર. પણ તેજ રાત્રિએ ભગવાને કહ્યું જે તું હનૂમાનનો અંશ છે, માટે તારે એ માર્ગ ચલાવવો નહીં, તેથી મધ્વાચાર્યે શંકરનો માર્ગ મૂકીને ભગવાનની ઉપાસનાનો માર્ગ ચલાવ્યો, અને શિવમાર્ગ તોડવા માંડયો ત્યારપછી રામાનુજ આચાર્ય શેષનો અંશાવતાર થઇને તેણે પણ ભક્તિ-માર્ગ ભગવાનનો ચલાવ્યો, અને પોતાના સમ્પ્રદાયમાં શ્રીરામચંદ્રજીની ઉપાસના ચલાવી; તેમ શ્રીકૃષ્ણને પણ મ્હોટો અવતાર કરીને માને છે. પણ શંકરાચાર્યના મતના લોકો પોતાને જ પરમેશ્વર કરીને માનવા લાગ્યા હતા; તેથી તેણે અદ્વૈત મત તોડવા સારૂ વિશિષ્ટાદ્વૈત મત સ્થાપન કર્યો, તેમાં બતાવ્યું કે જીવ, ઈશ્વર અને માયા, એ અનાદિ કાળથી જુદા છે, અને ઇશ્વર આ જીવ માયાને નિયમમાં ચલાવનાર છે, માટે ઈશ્વરની ભક્તિ કરવી, અને માધ્વનિમ્બાર્કવાળાએ દ્વૈત મત ચલાવ્યો જે આ જીવ ઈશ્વરનો અંશ નથી, એને ઈશ્વરરૂપ માનવો ન જોઇએ. એ રીતે એ જ્ઞાનકાંડ વિરૂદ્ધ મત ચલાવ્યો તેનું કારણ એવું જણાવ્યું છે કે, શંકર મતના લોકો પોતાને પરમેશ્વર કરી માનવા લાગ્યા, તે વાત એ ત્રણે આચાર્યોને વિરૂદ્ધ લાગી તેથી તેઓએ એ મતને જ્ઞાનકાંડ વિરૂદ્ધ સ્થાપન કર્યો છે. જે પ્રકારે કરીને આ લોકો ભગવાનની ભક્તિ

કરવામાં પ્રવૃત્ત થાય એ વાત ઉપર તેઓએ પોતાનું લક્ષ આપ્યું, અને ચારે વૈષ્ણવાચાર્યોએ અલૌકિક સાકાર સ્વરૂપ ભગવાનનું છે એવું સ્થાપન કર્યું, અને નિરાકાર શૂન્યરૂપ પરબ્રહ્મનું સ્વરૂપ છે, એવું જે શાંકર મતના લોકો માનતા હતા તે શૂન્યવાદ તોડયો, અને અન્ય દેવતાથી ભગવાનના અવતારોની ભક્તિ શ્રેષ્ઠ છે એવું સ્થાપન કરીને ભગવાનની ભક્તિમાં પ્રવૃત્ત કર્યા. ત્યારપછી વિષ્ણુસ્વામીની ગાદીના આચાર્ય શ્રીવલ્લભાચાર્યજી થયા, તેમણે વ્યાસસૂત્ર ઉપર સર્વે ભાષ્ય તપાસ્યાં, તેમાં વ્યાસે સૂત્રમાં કહ્યા પ્રમાણે તથા વેદ પ્રમાણે તેઓની કોઇએક વાતમાં કસર દીઠી, ત્યારે શ્રીવલ્લભાચાર્યે વ્યાસસૂત્ર ઉપર વેદના કહ્યા પ્રમાણે ભાષ્ય કર્યું, અને શાસ્ત્રાર્થ શું છે તે બતાવવા સારૂ શાસ્ત્રાર્થ પ્રકરણ નિબન્ધ કર્યો, અને જીવ, માયા, કર્મ, ઇશ્વર અને જગત્, એનું સ્વરૂપ શું છે ? તે સમજવા સારૂ સર્વનિર્ણય નિબંધ કર્યો છે. અને ભાગવતમાં વ્યાસજીએ વેદાર્થ શું કર્યો છે ? તે ઉપર પ્રથમ સ્કન્ધથી દ્વાદશસ્કન્ધ સુધી ભાગવતાર્થ નિબંધ કર્યો, તેમાં સ્થાપન કર્યું કે આ જગત્માં જડ, જીવ અને અંતર્યામી એ ત્રણે બ્રહ્મના અંશથી ઉત્પન્ન થયલા છે, માટે જગત્ સાથે બ્રહ્મનું શુદ્ધ રીતે અદ્વૈત છે. પોતે ભગવાન અંશે કરીને આ જગદાત્મક પોતાનું રમણ કરવા સારૂ ઇચ્છાથી થયા છે; માટે જે લોક બીજાનો અપરાધ કરે છે તે તેને પોતાને જ નડે છે માટે વિચાર કરીને જગત્માં જીવો સાથે વર્તવું ઘટે છે, અને જગતના કર્ત્તા પરમેશ્વર છે માયા નથી, માયા તેના સામર્થ્યનું નામ છે; તે પરમેશ્વર પોતાના સામર્થ્યવડે આ જગત્ રચે છે. દેવતા તથા રામાદિક અવતાર તે પરમેશ્વરના અંશ છે; માટે મૂળરૂપ પરમેશ્વરને ભજવા; તે પરમેશ્વર અલૌકિક સાકાર સ્વરૂપ છે; તે શૂન્યની પેઠે નિરાકાર નથી, કેવલ આનંદનું સ્વરૂપ છે. એ રીતે સ્થાપન કર્યું, અને સ્વરૂપાત્મક વેદ જે અક્ષરબ્રહ્મધામમાં રહે છે તેણે જે ભક્તિ પરમેશ્વરની કરી તે જ ભક્તિનો ઉપદેશ પોતાના વંશને તથા પોતાના સેવકોને કર્યો, અને વેદના કર્મકાંડમાં જે ભગવાનને પામવાનો કર્મકાંડ, તથા જ્ઞાનકાંડ ભગવાનનાં સ્વરૂપને જાણવાનો, તથા ઉપાસનાકાંડ ભગવાનની દશધા ભક્તિ કરવાનો; તે સર્વે વેદના કહ્યા પ્રમાણે પોતે પોતાના માર્ગમાં

ચલાવ્યો; અને ધર્મ, આચાર અને શુદ્ધતા તે પણ વેદ સ્મૃતિઓમાં કહ્યા પ્રમાણે પોતાના સંપ્રદાયમાં ચલાવી. એ રીતે સમ્પૂર્ણ આચાર્યનું કાર્ય એક શ્રીવલ્લભાચાર્યે કર્યું, તેથી વેદ, ગીતા, ભાગવતમાં કહ્યા પ્રમાણે એ ભગવાનનો અવતાર છે એ સિદ્ધ થાય છે. અને એમના કરેલા ગ્રંથ વિદ્યમાન છે, ને જે જોશે તેને બરાબર માલુમ પડશે પણ જે લોક એમના ગ્રંથ વાંચતા જ નથી, અને સમજતા જ નથી, તે ચાહે તેમ બકે છે તેથી શું થયું પણ તેનો મત જાણીને જે બોલે તે વિદ્વાન કહેવાય. હે વૈષ્ણવો ! તમે વિચાર કરીને જુઓ કે એ સર્વે આચાર્યોએ કલિયુગ બેઠા પછી વેદનો નાશ થવા લાગ્યો હતો તે વેદને ઉત્તરોત્તર પાછો એ આચાર્યોએ સ્થાપન કરેલ છે; અને ધર્મ આચાર અને શુદ્ધતા એ વેદ પ્રમાણે ચલાવી છે, તેથી જ આજદિન સુધી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યમાં આચાર તથા શુદ્ધતા તથા ભગવાનની ભક્તિ બની રહી છે. જો એ આચાર્ય પ્રકટ ન થાત તો, બૌદ્ધ મત અને શક્તિમત વડે સર્વ લોક ભ્રષ્ટ અને મ્લેચ્છ જેવા થઇ જાત, અને ભૂત ભૈરવાદિ દેવતાઓને ભજવા લાગી જાત. જુઓ કે જે પુરુષ વૈષ્ણવસંપ્રદાયમાં નથી તે લોક હમણાં પણ ભૂત ભૈરવ શક્તિના મતનું આચરણ કરે છે; અને અભક્ષ તથા મદિરાપાન કરે છે. ત્રણસો વષ ઉપર કચ્છના ભાટીઆ અભક્ષ કરતા હતા. જેવા સિંધના ભાટીઆ હાલ મ્લેચ્છ છે, તેવા હતા. તેનાં સર્વ દુરાચાર શ્રીવલ્લભાચાય છોડાવી શુદ્ધ પૂર્ણ પુરુષોત્તમની ભક્તિ કરવામાં પ્રવૃત્ત કર્યા અને તેની સર્વે નાત હાલ આચાર તથા શુદ્ધતા પાળે છે. એ ઉપકારને તેઓ ભૂલી ગયા અને હિંદુધર્મવિરુદ્ધ સુધારો પોતાની નાતમાં કરવા માગે છે. અને વદવિરુદ્ધ બોલનારો આ શાસ્ત્રી અને આ હિંદુ ધર્મથી દૂર કરનાર પરોપકારી ગૃહસ્થ તેના બોલવા ઉપર ભરોંસો રાખે છે, એવા લોક શાસ્ત્ર પ્રમાણે કેટલાક કૃતઘ્ની, અને ગુરુદ્રોહી અને પાપી છે, અને કેટલા અજ્ઞાની છે, તે વિચાર કરો ! જુઓ કે આ શાસ્ત્રી કહે છે કે આચાયાએ હિંદુનો અસલ ધર્મ ચુંથી નાખ્યો, એ રીતે લોકોને જણાવે છે, પણ આચાયાએ તો હિંદુ ધર્મનું સ્થાપન કર્યું છે, એ સાફ જણાય છે. તેઓના ગ્રન્થ વિદ્યમાન છે, તેઓનો માર્ગ વિદ્યમાન છે, તે છતાં જે પુરુષ પોતાના અજ્ઞાન વડે

જોતો નથી, અને કહે છે કે અસલ હિંદુ ધર્મ ચુંથી નાખ્યો, તે અસલ હિંદુ ધર્મ તે તેને જે અંગ્રેજી પાદરીનો સિદ્ધાંત પ્રકટ કર્યો છે તે છે; જે મૂર્તિ ન પૂજવી, નિરાકાર શૂન્યવત્ પરમેશ્વરને જાણવા, ઇશ્વરને નૈવેદ આપે છે તે ઇશ્વરને માણસવત્ ગણે છે. અને ઇશ્વરનું તે અપમાન કરે છે. ઈત્યાદિ બાબતો જે તેણે લખી છે તેને શુદ્ધ વેદનો સિદ્ધાંત કહે છે, પણ એ સિદ્ધાંત વેદના ત્રણે કાંડથી વિરૂદ્ધ છે તે હમે બીજા પ્રકરણમાં બતાવીશું.

વળી તે શાસ્ત્રી કહે છે કે એક બીજા પંથવાળા એક બીજાની નિંદા કરે છે અને પોતાની સરસાઈ કરે છે, તેનું કારણ અમે બતાવીએ છીએ કે સર્વે આચાર્યોએ વ્યાસજીના સૂત્ર ઉપર ભાષ્ય કરેલાં છે કેમ કે વ્યાસજીએ વેદનો અર્થ કરવામાં લોકોને સંશય ન પડે તે સારૂ સૂત્રમાં વેદનો નિર્ણય કરેલો છે. અને સૂત્રો ઉપરથી સર્વે પુરૂષોની પ્રવૃત્તિ વેદમાં થઇ છે. તે સૂત્રનો અર્થ કરવામાં તથા સૂત્રનો અર્થ સમજવામાં જેટલી કસર તેની પડે છે તેટલી કસર તેને વેદનો અર્થ સમજવામાં પડે છે, પણ વ્યાસજીએ કેવલ વેદનો અર્થ સૂત્રમાં જ કહેલો છે એવું નથી. ગીતા તથા ભાગવતમાં તથા બીજા પુરાણોમાં ઘણા વિસ્તારથી કહેલો છે, તે સર્વેથી વિરૂદ્ધ થઇને જે આચાર્ય બીજાનો મત તોડવા સારૂ પોતાનો મત ચલાવે છે, આચાર્યો નિંદે છે, બીજા તેની તેટલી જ કસર યદ્યપિ એક અધર્મ બંધ કરવાને સારૂ આપણે શાસ્ત્ર વિરૂદ્ધ થઇને આપણો મત ચલાવીને તે અધર્મને બંધ કરીએ, પણ તેમ કરવાથી આગળ જતે બીજા લોકોમાં શાસ્ત્ર વિરુદ્ધ ચલાવવાની ચાલ પડી જાય છે. જેમ બૌદ્ધ મત વડે હિંસા તો બંધ થઈ પણ તેના શિષ્ય ભગવાનની ભકિતથી તથા આચાર શુદ્ધતાથી છૂટી ગયા, અને વેદને અસત્ય માનવા લાગ્યા, તેના મત તોડવા શંકરાચાર્યે ચૈતન્ય ઇશ્વરનું સ્વરૂપ સ્થાપન કર્યું. અને શિવની ઉપાસના ચલાવી सोहं ब्रह्मास्मि નો ઉપદેશ કર્યો, તેમાંથી નિરાકારનો અર્થ શૂન્ય રૂપ ઇશ્વર છે એવું લોક માનવા લાગ્યા; અને પોતાને બ્રહ્મ માનવા લાગ્યા. તે મત તોડવા સારૂ રામાનુજ, મધ્વ, નિંબાર્ક, એ ત્રણે આચાર્યોએ વેદની વિરુદ્ધ થઇને દ્વૈત વાદ ચલાવ્યો, પણ ઇશ્વરને સ્વામી કરીને સ્થાપન કર્યા

તેથી ભગવાનની ભક્તિ કરવામાં લોક પ્રવૃત્ત થયા. તથાપિ અદ્વૈત વાદ બધા વેદમાં છે તથા વ્યાસસૂત્રમાં છે તેથી ઉલટું થયું. એટલી કસર પડી, તે કસર શ્રીવલ્લભાચાર્યે પોતાના ભાષ્યમાં કહાડી નાખીને વેદનો શુદ્ધ અદ્વૈત વાદ પાછો સ્થાપન કરીને મૂળરૂપ પરમેશ્વરની ભક્તિ કરવી શ્રેષ્ઠ છે એવું સ્થાપન કર્યું, પણ જેટલી કસર બીજાઓના પ્રતિપાદનમાં આવે છે તેટલી કસર કહ્યા વગર ચાલતું નથી, તથાપિ બીજા સમ્પ્રદાયના વૈષ્ણવ શૈવશાકત માર્ગ કરતાં ઘણાં શ્રેષ્ઠ છે. અને ભગવાનના અવતારોની ભક્તિ કરવાથી તેઓને મોક્ષ પણ વેદમાં કહ્યા છે, માટે બીજા વૈષ્ણવ સંપ્રદાયના મત કેવલ વેદવિરૂદ્ધ નથી; અને વેદને તેમણે ચુંથી નાંખીને લોકોને ભ્રષ્ટ કર્યા નથી, જેમ હાલનો શાસ્ત્રી ભ્રષ્ટ કરવા ચાહે છે તેમ તેઓએ કર્યું નથી, વેદસિદ્ધ માર્ગ ચલાવ્યો છે; એ રીતે આ પ્રકરણમાં આચાર્યોએ ધર્મનું રક્ષણ કરીને લોકોને પાછા હિંદુ ધર્મમાં કાયમ કર્યા; અને ભગવાનને ભજતા કર્યા. એ નિરૂપણ કરવામાં આવ્યું.



## प्रकरण बीजुं.



# ભગવાનનાં સેવન વિષે.

એ શાસ્ત્રી કહે છે કે નિર્જીવ પદાર્થ જે ધાતુની મૂર્ત્તિ તેને ભગવાન કરી માને છે, પણ વેદમાં તો ઈશ્વરને ચૈતન્યરૂપ કહેલા છે, તે નિર્જીવ મૂર્ત્તિની આગળ સારાં નૈવેદ્ય મૂકે છે, શીતલ જલ મૂકે છે, ઉનાળામાં પંખા કરે છે, પણ વદમાં કહ્યું છે કે ઈશ્વરને ભૂખ નથી, તૃષા નથી, શીત તથા ઉષ્ણતા લાગતી નથી. વળી તેને પારણે તથા હીંડોળે ઝુલાવે છે, હોળીમાં ગુલાલ રંગ છાંટે છે, જેમ ઢીંગલા ઢીંગલીની રમત છોકરાં

કરે છે તેમ તેઓ કરે છે. અને માણસને જે સારૂં લાગે છે તે પરમેશ્વરને પણ સારૂં છે, એમ માને છે. એ રીતે પરમેશ્વરને માણસની બરોબર ગણે છે, એ કેટલી અવજ્ઞા પરમેશ્વરની કરે છે, પરમેશ્વરનાં ગોલોકમાં બાગબગીચા તથા મહેલ છે, પરમેશ્વર સ્ત્રીઓ સાથે સદા રાસ કરે છે, એટલે કામી પુરુષની પેઠે સ્ત્રીઓ સાથે ખેલ કરે છે; એ રીતે પરમેશ્વરને પણ કામી ઠરાવે છે. અને દુનીઆના વભવ તે સવ ઈશ્વરને ત્યાં છે એવું કહે છે, પણ માણસ આ જ દુનીઆની વાતને જાણે છે તે પ્રમાણે પરમેશ્વરને ત્યાં પણ છે એવું સમજે છે; માટે એવી વાત જે શાસ્ત્રમાં કહી હોય તે શાસ્ત્ર મનુષ્યના કહેલા જ સમજવાં. હવે જુઓ કે આચાર્યોમાં કેટલું અજ્ઞાનપણું અને પાપીપણું છે, અને વૈષ્ણવમાર્ગના સર્વે આચાર્યો વ્યભિચારના કીર્તન કરે છે; એરીતે એ શાસ્ત્રીએ લખી જણાવ્યું છે. પણ એ બોલવું કેવલ પાદરીનું છે, હિન્દુશાસ્ત્રનું નથી; એતો સાફ સર્વના જાણવામાં આવ્યું છે. કારણ કે હિન્દુના મુખ્ય શાસ્ત્ર જે વેદ છે તેમાં મૂર્તિની પ્રતિષ્ઠા કરવાની વિધિ કહેલી છે, અને મૂર્તિપૂજન કરવું કહેલું છે, તે પ્રમાણે હિંદુમાત્ર પોત પોતાના ઇષ્ટ દેવતાની મૂર્તિને પૂજે છે. જુઓ કે શંકરમતના બ્રાહ્મણ શિવજીની તથા વિષ્ણુની મૂર્તિને પૂજે છે. શક્તિમતના શક્તિની વૈષ્ણવ મતવાળા રામકૃષ્ણની મૂર્તિને પૂજે છે. જો મૂર્ત્તિ નિર્જીવ પદાર્થ છે તો વેદમાં શું કામ મૂર્ત્તિનું પૂજન કહ્યું છે? એ વાતનો વિચાર કરો. માટે એ શાસ્ત્રીની વાર્તા વેદથી વિરુદ્ધ છે એમ સાફ જણાય છે. વળી વેદના કર્મકાંડમાં યજ્ઞને વિષે જે દેવતાનું પૂજન કરવું હોય તે દેવતાની ભાવનાથી વડો અથવા નાળીએર મૂકીને તે દેવતાનું સ્થાપન યજ્ઞમાં કરે છે, અને તે નાળીએર યજ્ઞમાં તે દેવતા છે એમ માનીને તેનું પૂજન કરે છે અને તે દેવતાના નામથી નૈવેદ્ય આપે છે એ વાર્તા ચારે વેદના કર્મકાંડમાં કહી છે. વળી જુઓ કે સર્વ હિંદુ લોકો પોતાના બાપદાદાનું શ્રાદ્ધ કરે છે તે વખત તેના નામથી ચોખાના પિંડ કરે છે, તે પિંડમાં તેના બાપદાદા છે એમ માનીને તેને પૂજે છે. જો તે પિંડમાં તેના પિતૃઓને આવિર્ભાવ થતો નથી તો એ રીતે શું કામ સર્વ બ્રાહ્મણો કરે છે? વળી સુતરના ત્રણ તાંતણા પહેરે છે, જેને જનોઇ કહે છે. એ ત્રણ તાંતણાને ત્રણ વેદનું

સ્વરૂપ જાણે છે ! જો એ સૂતરના તાંતણા જ છે, તો તે ત્રણ વેદ છે એમ શું કામ માને છે અને તે તાંતણાવડે શૂદ્ર મટીને બ્રાહ્મણ થયા કેમ કહેવાય છે ? એ રીતે જડ પદાર્થમાં ચૈતન્યનો આવિર્ભાવ થાય છે એમ માને છે તે છતાં બ્રાહ્મણ થઇને ઈશ્વરના નામની મૂર્ત્તિને જડ પદાર્થની મૂર્ત્ત છે તેમાં ચૈતન્યપણું નથી એમ જે શાસ્ત્રી કહે છે તે ક્રિયા વેદમાંથી તથા કિયા શાસ્ત્ર ઉપરથી કહે છે ? એનો એ શાસ્ત્રીએ ઉત્તર આપવો એ રીતે એનો મત વેદના કર્મકાંડમાં વિરુદ્ધ છે, એ સાફ દેખાય છે.

વળી જ્ઞાનકાંડનો સિદ્ધાંત લઇને એ શાસ્ત્રી કહે છે કે, ઇશ્વરને ભૂખ, તૃષા, લાગતી નથી. તે છતાં અજ્ઞાની લોક ઈશ્વર આગળ નવેદ્ય મૂકે છે ને ઈશ્વરને માણુસ બરાબર ગણે છે. પણ વેદના કહ્યા પ્રમાણે યજ્ઞ વિષે, ઘી, ખાંડ, ચોખા, ઇત્યાદિ નૈવેદ્ય ઈશ્વરને આપે છે એ શુ માણસ બરોબર જાણીને આપે છે ? માટે એ શાસ્ત્રીનું બોલવું વેદનાં કર્મકાંડથી ઉલટું છે. કેવલ અશાસ્ત્રીપણાનું છે.

હવે એ શાસ્ત્રીનું બોલવું વેદના જ્ઞાનકાંડથી ઉલટું છે તે કહીએ છીએ. વેદના જ્ઞાનકાંડમાં ઉપાસનાકાંડ કહેલો છે, તેનાં દશ પ્રકારની ભક્તિ ઇશ્વરને વિષે કરવી કહેલી છે. તેમાં અર્ચન, પાદસેવન અને આત્મનિવેદનાદિ ભક્તિઓના સંબંધ ઇશ્વરની મૂર્તિ વગર બીજેપ્રકારે ઇશ્વર સાથે થતોજ નથી. માટે જ્ઞાનકાંડના ઉપાસનાકાંડથી પણ એ શાસ્ત્રીનું બોલવું ઉલટું છે. કેમકે વેદના જ્ઞાનકાંડમાં કહ્યું છે કે, પરબ્રહ્મ પોતાની ઇચ્છાથી અનંતરૂપ થયલા છે. માટે જગદ્રૂપ છે, અને વિશ્વના આત્મા છે, અને અદ્વૈતરૂપે જગતસાથે એકતા છે. માટે વેદમાં જડ તથા જીવ રૂપ જેટલી વસ્તુ છે, તેને બ્રહ્મરૂપ કહેલી છે. વળી સૃષ્ટિ પહેલાં ઈશ્વર એક છે. તેણે આ જગતની સૃષ્ટિ કરેલી છે, એવું વેદમાં કહેલું છે. અને સર્વેનાં શાસ્ત્રમાં પણ એજ રીતે કહેલું છે. સર્વના શાસ્ત્રમાં કહેલું છે એવું જે ઠેકાણે આ પુસ્તકમાં લખ્યું હોય તે ઠેકાણે અંગ્રેજ, મુસલમાન, પારસી, અને હિંદુ, એ સર્વના શાસ્ત્રમાં કહ્યું છે. એમ વાંચનારે સમજવું. ઘડી ઘડી તઓના નામ ગ્રન્થથાં લખવાથી લખાણ ઘણું વધી જાય તે સારૂ સંક્ષેપમાં લખ્યું છે તેથી સમજી

લેલું. ) હવે વિચાર કરો કે જ્યારે સૃષ્ટિ પહેલાં પરમેશ્વર એક જ હતા તે વખત બીજી કશી વસ્તુ હતી નહીં. અને આ સૃષ્ટિ ઈશ્વરે ઉત્પન્ન કરી એવું સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે; ત્યારે આ સૃષ્ટિ ઈશ્વરે પોતાના અંગ માંહેથી પ્રકટ કરેલી છે. માટે અંગરૂપ છે એ સાફ જણાય છે. કદાપિ એ ઠેકાણે કોઈ એમ કહેશે જે ઇશ્વરે અંગમાંથી પેદા નથી કરી, પોતાના સામર્થ્ય વડે ઇચ્છાથી પેદા થઈ છે; તો તે ઉપર ઉત્તર કે ઇચ્છા તથા સામર્થ્ય એ બંને ઈશ્વરના અંગમાં જ રહે છે, ઈશ્વરથી જુદા રહેતા નથી. માટે આ જગત્‌ની જડ તથા જીવરૂપ સૃષ્ટિને ઈશ્વરનું અંગ-પણું નહીં માને અને સૃષ્ટિને જુદી કરી જાણશે તો તેણે અમને બતાવવું કે આ સૃષ્ટિ ઈશ્વરે કઈ વસ્તુ લઈને કરી છે? બીજી વસ્તુ લઈને આ જડ તથા જીવરૂપ સૃષ્ટિ ઇશ્વરે કરી છે, એવું કોઈના શાસ્ત્રમાં લખ્યું નથી. માટે જડ તથા જીવ તે ઈશ્વરનું અંગ છે, એ વાત સર્વેના શાસ્ત્રથી સિદ્ધ થાય છે. માટે પરમેશ્વરના નામની જે જડ મૂર્ત્તિ છે, તેને પરમેશ્વરનું અંગપણું છે. અને તે વિષે ભાગવત એકાદશસ્કન્ધમાં ભગવાને કહ્યું છેઃ-

चलाचलेति द्विविधा प्रतिष्ठा जीवमंदिरम् ।

અર્થઃ—ચલ એટલે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાય, અને અચલ એટલે મ્હોટી માર્ત્તિ જે એક ઠેકાણે રહી શકે છે, જે ઉચકાય નહીં, એવી બે પ્રકારની મૂર્ત્તિ ચૈતન્યરૂપ ઈશ્વરને રહેવાનું મંદિર છે. જેમ જડરૂપ દેહ ચૈતન્યરૂપ જીવને રહેવાનું ઘર છે તેમ જાણવું. માટે ભગવાનની મૂર્ત્તિ તે ભગવાનનું અંગ છે, એ સર્વેના શાસ્ત્રથી સિદ્ધ થાય છે.

વળી સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે કે પરમેશ્વર ચૈતન્યરૂપે સર્વ ઠેકાણે વ્યાપક છે. આપણે જે કરીએ છીએ તે તે જુએ છે, અને બોલીએ છીએ તે તે સાંભળે છે. એ રીતે જ્યાં જોઈએ ત્યાં પરમેશ્વર છે જ. રાઈ જેટલી જગો પણ પરમેશ્વર વગર ખાલી નથી. એ રીતે ઈશ્વર ચૈતન્યરૂપે સર્વે ઠેકાણે રહેલા છે, ત્યારે ઇશ્વરની મૂર્ત્તિમાં પણ તે ચૈતન્યરૂપે રહેલા છે; એ વાત પણ સર્વેના શાસ્ત્રથી સિદ્ધ થાય છે, અને ભાગવતમાં જડભરત કથામાં કહ્યું છે કે, જે દેવીની સન્નિધાન જડભરતજીને ચોર મારવા લાગ્યા તે સમય દેવીની મૂર્તિ ફાટી અને તેમાંથી સ્વરૂપવાન દેવી નીકળી અને ચોરનાં માથાં કાપી નાંખ્યા. જો એ દેવીની મૂર્ત્તિમાં

ચૈતન્યરૂપ દેવી ન હતી તો માથાં શી રીતે કાપ્યાં ? માટે એ શાસ્ત્રીનું બોલવું સર્વ શાસ્ત્રથી ઉલટું છે. એ શાસ્ત્રી પોતાનો મનઃકલ્પિત નવો જ પંથ ઉભો કરવા ચાહે છે. વળી એ શાસ્ત્રી કહે છે કે, ઇશ્વરની આગળ નૈવેદ્ય મૂકે છે તે ઇશ્વરને માણસ બરાબર ગણે છે, પણ સર્વે ધર્મવાળા ઈશ્વરને નૈવેદ્ય આપે છે તે શું માણસ જાણીને આપે છે ? એ રીતે એનું બોલવું સર્વનાં શાસ્ત્રથી વિરુદ્ધ છે. અને વેદનાં ત્રણ કાંડથી પણ વિરુદ્ધ છે. કારણ કે, આ જગત્‌ની જેટલી જડ તથા જીવરૂપ વસ્તુ છે તે ઈશ્વર પોતે થયા છે. માટે સર્વ વસ્તુ ઈશ્વરની છે, આપણી મેળવેલી નથી. તેથી જેની વસ્તુ આપણી પાસે હોય અને તેને જો પાછી ન આપીએ તો પાપી થઇએ; એ ન્યાય સત્ય છે અને તેમ ન કરે તો દંડયોગ્ય થાય છે, તે જ વાત ગીતાજીના ત્રીજા અધ્યાયના ૧૩મા શ્લોકમાં ભગવાને કહી છેઃ—

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१॥

અર્થ—પરમેશ્વરને સમર્પીને જે પુરુષ તેનો શેષ પ્રસાદ ખાય છે તે તો સર્વ પાપથી છૂટી જાય છે અને જે પુરુષ પોતાને સારૂ રસોઇ કરીને પરમેશ્વરને સમર્પ્યા વગર ખાય છે, તે પુરુષ પાપને ભોગવે છે. જુઓ કે ઇશ્વરને નૈવેદ્ય આપ્યા વગર ખાનારને પાપી કહેલો છે, તેમાં કારણ એ જ છે કે, સર્વ વસ્તુ ઉપર સત્તા ઇશ્વરની જ છે; તે તેને અર્પણ કરવી જોઇએ. માટે ગીતાજીના નવમા અધ્યાયમાં કહ્યું છેઃ—

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेन तश्च्यवन्ति ते ॥२४॥
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः।

અર્થઃ—ભગવાન કહે છે કે, હે અર્જુન! હું જ સૂર્યરૂપ થઇને તપું છું. અને હું જ જલરૂપ થઇને વરસું છું. પ્રાણી માત્ર ઉપર અનુગ્રહ કરનાર અને દંડ દેનાર હું જ છું. સર્વ પ્રાણીનું જીવન અને મૃત્યુ પણ હું જ છું. અને જડ તથા ચૈતન્યરૂપ હું જ છું. ૧૯. હું જ સર્વ જગત્‌નો ભોક્તા છું અને તેમાં ફળનો આપનાર છું અને સર્વેનો સ્વામી છું. જે પુરુષ મને તત્ત્વે કરીને જાણતા નથી, તેને જન્મમરણનું દુઃખ થાય છે. ૨૪. જે પુરુષનો મારે વિષે નિશ્ચય છે, તે પત્ર, પુષ્પ, ફલ, તથા જલ જે કાંઇ મને અર્પણ કરે છે તે સર્વે હું ભોજન કરૂં છું. ૨૬. માટે હે અર્જુન! તું જે કરે છે, તથા ખાય છે, તથા હોમ કરે છે, તથા દાન કરે છે, તથા તપશ્ચર્યા કરે છે, તે સર્વે મને અર્પણ કર, એ રીતે કરવાથી તું સર્વ સારા તથા માઠાં કર્મફલથી છૂટી જઇશ. એ રીતે ભગવાને કહ્યું છે. ૨૭. હવે જુઓ કે આ શાસ્ત્રીનું બોલવું કેટલું શાસ્ત્રથી ઉલટું છે. આ ગીતાજી સર્વ વેદનો સાર છે અને સર્વ બ્રાહ્મણો એને મુખ્ય કરીને માને છે અને એ શાસ્ત્રી માનતો નથી. માટે એની જાતિ વિષે સંશય છે. વળી ભાગવત એકાદશસ્કન્ધમાં ૧૧મા અધ્યાયના ૪૧મા શ્લોકમા ભગવાને કહ્યું છેઃ—

यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः।
तत्तन्निवेदयेन्मह्यं तदानन्त्याय कल्पते॥

અર્થઃ—લોકમાં જે જે ઉત્તમ પદાર્થ હીરા, માણેક, મોતી, અલંકાર તથા વસ્ત્રાદિક છે, તે અને દેહને પ્રિય એવા જે અન્ન, ફલ, સુગંધાદિક છે, તે સર્વે પદાર્થ મને અર્પણ કરવાથી તે અર્પણ કરનારને તેનું અનંત ફલ પ્રાપ્ત થાય છે એ રીતે કહ્યું છે. માટે એ અશાસ્ત્રીની વાત કદી માનવી નહીં. એનું લક્ષ્ય હિંદુઓને તેઓના માર્ગથી ભ્રષ્ટ કરવાનું છે. એ રીતે ભગવાનના સેવન વિષેનું બીજું પ્રકરણ સંપૂર્ણ.

## प्रकरण त्रीजुं.

# પરમેશ્વરનો વૈભવ.

એ શાસ્ત્રી કહે છે કે, જેવા બાગબગીચા અને મહેલ આ દુનીઆમાં

છે તેવા પરમેશ્વરને ત્યાંપણ છે, તથા સ્વર્ગમાં પણ છે, એવું જે શાસ્ત્રમાં લખ્યું હોય તે શાસ્ત્રને મનુષ્યના કરેલા જાણવા એવું લખ્યું છે. પણ કહ્યું છે કે ગોપાલતાપિની ઉપનિષદો વિગેરે બીજા ઘણા ઉપનિષદોમાં કહ્યું છે કે, ગોલોક ધામને વિષે વૃંદાવનાદિ વન છે, અને મણિજડિત મહેલો છે ત્યાં પૂર્ણબ્રહ્મ પોતાના ભકતો સહિત બિરાજમાન છે, અને ત્યાં બિરાજ્યા છતાં અનંતકોટિ બ્રહ્માંડનું રાજ ચલાવે છે. તથા સ્વર્ગમાં નંદનવન છે, મણિજડિત મહેલ છે. એ રીતે વેદમાં તથા અઢારે પુરાણોમાં વર્ણન કરેલું છે. હવે જુઓ કે, એ શાસ્ત્રીનું બોલવું કેવલ વેદપુરાણોથી ઉલટું છે અને વેદ તથા પુરાણોને માણસનાં કરેલાં છે એમ એ લખે છે. માટે હિંદુ ધર્મનો એ શાસ્ત્રી નથી એ સાફ દેખાય છે, પણ સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે, પરમેશ્વરને ત્યાં દરબાર છે, અને સારાં કર્મ કરવાથી આ જીવને ભગવાન સ્વર્ગનું સુખ આપે છે. હવે એ ઉપરથી વિચાર કરીને જુઓ કે, આ તુચ્છ જીવને રહેવા સારૂ મહેલ છે, અને બાગબગીચા છે. અને પરમેશ્વરને રહેવા સારૂ મહેલ અને બાગ બગીચા નથી. એ રીતે એ શાસ્ત્રી કહે છે. ત્યારે એ શાસ્ત્રીના કહ્યા પ્રમાણે ભગવાન ઉજડમાં અને આકાશમાં પક્ષીની પેઠે ભટકતા જ ફરે છે એવું સિદ્ધ થાય છે. વળી સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે કે, ઈશ્વરની પાસે ફીરસ્તા છે, અને તેના ભક્ત છે, ત્યારે ફીરસ્તા તથા તેના ભક્ત પણ ઉજડ આકાશમાં ભમતા જ ફરે છે! વળી એ શાસ્ત્રી કહે છે કે, ઈશ્વર કોઇને દેખાતા નથી. ત્યારે તેના ભકતોને ઈશ્વરના દર્શનનું સુખ પણ મળતું નથી, એવું એ શાસ્ત્રીના કહેવાથી સિદ્ધ થાય છે, ત્યારે ઈશ્વર ભજનારને ફલ તો એ જ છે કે, ઉજડ આકાશમાં ભટકતાં જ ફરવું, એ જ સુખ ઇશ્વર ભજનારને મળે છે, એવું એ શાસ્ત્રીના કહેવા ઉપરથી સિદ્ધ થાય છે, પણ પરમેશ્વરના જગત્રમણનો વિચાર કરીને જોતાં પરમેશ્વરે આ જગત રચ્યું છે, તેમાં પરમેશ્વરને કશો પણ સ્વાર્થ નથી; કારણ કે, પરમેશ્વર સર્વ વસ્તુએ કરીને પરિપૂર્ણ છે. જ્યારે ઈશ્વર સર્વ વસ્તુએ કરીને પરિપૂર્ણ છે, ત્યારે આ જગત્ રચ્યું છે તે એક પોતાને ખેલ કરવા સારૂ જ રચ્યું છે, એ સાફ દેખાય છે. અને સર્વના શાસ્ત્રમાં કહ્યું છે કે, ઇશ્વર અનંતકાલનો છે, જે પુરૂષ સારૂં કરશે તે

બીજી દુનીઆમાં સુખ પામશે, એ રીતે કહ્યું છે. માટે અનંતકાળથી આ જગત્‌ની ઉત્પત્તિ ઈશ્વર કરે છે, અને નાશ પણ કરે છે; માટે એ સિદ્ધ થાય છે. જગત્‌નો ખેલ સદા ઈશ્વર કરતા જ આવે છે માટે ઈશ્વરનો સ્વભાવ સદા ખેલ કરવાનો જ છે, એ આ દુનીઆની ઉત્પત્તિ ઉપરથી સાફ દેખાય છે, અને ઇશ્વરની પાસે ફીરસ્તા રહે છે, અને ઇશ્વરને ભજે છે, તે જીવ પણ ઇશ્વરની પાસે રહે છે. એવું સર્વેના શાસ્ત્રમાં કહ્યું છે. માટે ઇશ્વર એકલા રહેતા જ નથી, એ પણ સર્વેના શાસ્ત્ર ઉપરથી સિદ્ધ થાય છે. હવે એ વાતનો વિચાર કરીને જુઓ કે આ દુનીઆને વારંવાર રચીને ઇશ્વર બહારનો ખેલ હમેશાં કરે છે, ત્યારે ખાસ ખેલ એટલે પોતાની પાસેનો ખેલ પોતાના ભક્તોને સુખ આપવા શા સારૂ રચતા નથી? તેને સુખ આપવા સારૂ તો જરૂર ખાસ ખેલ રચવો જોઇએ. એ વાત દુનીઆના ખેલ રચવા ઉપરથી જ સિદ્ધ થાય છે. પણ હૈયાફુટા લોક અજ્ઞાનવડે એ વાતનો વિચાર કરીને જોતા નથી. ઈશ્વરનો સ્વભાવ હમેશાં ખેલ કરવાનો જ છે. માટે ભક્તોને સારૂ ઇશ્વરને ત્યાં ખાસ ખેલ પણ ઇશ્વરે રચેલો છે. પણ તે ખેલ અલૌકિક છે, અને જ્ઞાનવાન છે, અને અવિનાશી છે, અને અચલ છે, ત્યાં જે ઝાડ છે તેનાં પાંદડાં મણીઓ જેવાં ચળકતાં છે, અને પ્રભુની ઇચ્છા હોય તે પ્રમાણે તરત ફલે છે, અને ફુલે છે. અને જેટલાં ફલફુલ જોઇએ તેટલાં તે ઝાડમાંથી તોડે પણ તે ઝાડ ઉપર ફલફુલ તેટલાંને તેટલાં જ લાગેલાં હોય છે, જરા પણ ઘટતાં નથી, અને ઝાડ કરમાતાં નથી. ફલ, ફુલ, પાંદડાં ખરી જતાં નથી. એ ઝાડોને પાણીથી પોષણ થવાની અગત્ય નથી એ રીતે ભૂમિ સુવર્ણ રત્નજડિત અને માખણ જેવી કોમળ છે, અને ત્યાંના રહેવાસીઓને ભુખ, તૃષા લાગતી નથી, તથાપિ પ્રભુને ભોજન કરાવીને ભોજન કરે છે, અને ગંદો મલ તેઓનાં શરીરમા થતો નથી, વૃદ્ધાવસ્થા થતી નથી, સદા સોળ વર્ષની વય રહે છે, અને પરમેશ્વર સાથે હાસ્યવિનોદ કરે છે. વળી ત્યાંના રહેવાસીઓમાં રાજસ, તામસ ગુણ નથી, તથાપિ પરમેશ્વરની ઇચ્છાથી રાજસ તામસના કાર્ય વિષે રાજસ તામસ ગુણ આવે છે. જુઓ કે, દુનીઆના જીવોમાં રાજસ, તામસ ગુણવિકાર સહિત છે, અને ઇશ્વરમાં રાજસ, તામસ ગુણ છે જ નહીં. માટે નિર્ગુણ કહેલા છે, એવું જો કોઈ કહેશે પણ સર્વના શાસ્ત્રમાં કહ્યું છે કે, જે જીવ

પાપ કરે છે તેને ઇશ્વર નરકમાં નાંખે છે. એ પ્રમાણે નરકમાં નાખવું એ કામ તામસ ગુણનું છે, અને જે જીવ સારૂં કરે છે તેને સુખ આપે છે એ કામ રાજસ ગુણનું છે. માટે રાજસ, તામસ ગુણ ઇશ્વરમાં છે એ સાફ દેખાય છે, તથાપિ ઇશ્વર તે ગુણમાં બંધાયલા નથી, સર્વ ગુણ તેના વશમાં છે. જે જીવ આખો જન્મ પાપ કરતો હોય અને તે પાપનો પરિતાપ કરીને ઇશ્વર પાસે માફ માગે અને ફરી પાપ ન કરે, તો તેના પાપની માફી ઇશ્વર કરે છે. માટે પરમેશ્વર તામસ ગુણમાં બંધાયલા નથી, તેથી નિર્ગુણ છે. માટે પરમેશ્વર પાસેની જેટલી વસ્તુ ખાસ ખેલની છે તેનો જરાએક નમુનો માત્ર જગત્‌ના જીવોને પોતાનું સ્વરૂપ જાણવા સારૂ તથા પોતાનો વૈભવ જાણવા સારૂ આ દુનીઆમાં તે વૈભવનો અંશ પ્રકટ કરીને લોકોને બતાવેલો છે. માટે વેદમાં જે અક્ષર-બ્રહ્મધામમાં ગોલોકધામને વિષે ઇશ્વરની પાસેનો જે વૈભવ વર્ણન કરેલો છે તે ખરો છે. તેને જે ખોટો કહે છે એ વાત વેદવિરુદ્ધ અને પ્રત્યક્ષ અનુમાન વિરુદ્ધ છે. એ સાફ જણાય છે. હૈયાફુટા લોક નિરાકાર ઇશ્વરનું સ્વરૂપ માનીને તેને શૂન્યાકાર માને છે, માટે પરમેશ્વરની પાસે કાંઇ નથી એમ માને છે પણ સર્વેના શાસ્ત્રમાં ઇશ્વરને નિરાકાર માનીને અલૌકિક પુરુષાકાર માનેલા છે, માટે એ શાસ્ત્રીનું બોલવું સવના શાસ્ત્રથી ઉલટું છે, એ સાફ જણાય છે, અને વૈકુંઠનું દર્શન સૃષ્ટિ સમે બ્રહ્માજીને ભગવાને કરાવેલું છે, માટે બ્રહ્માજીએ વેદમાં વર્ણન કરેલું છે તે ભાગવતમાં વ્યાસજીએ કહેલું છે.

વળી ઇશ્વરે પોતે સ્ત્રીપુરુષ આ દુનીઆમાં પોતાના અંગમાંથી પ્રકટ કરેલાં છે, અને જીવરૂપે તથા અંતર્યામિરૂપે થઇને જગત્‌માં પોતે જ ખેલ કરે છે, તો વૈકુંઠમાં પોતાના અંગમાંથી સ્ત્રીપુરુષ પેદા કરીને તેની સાથે ખેલ કરે તેમાં આશ્ચર્ય શું ? પણ તેમાં એટલો જ ભેદ છે કે, જેમ કામી પુરુષ સ્ત્રીપર મોહ પામીને તેના વશમાં થઇ જાય છે, તેમ ઇશ્વરને સ્ત્રીઓ ઉપર મોહ થતો નથી, કારણ કે મોહ તો પોતા કરતાં બીજી સારી વસ્તુ જુએ ત્યારે થાય છે, પણ ઇશ્વરે તો પોતે જ સર્વ વસ્તુ પેદા કરેલી છે. માટે પોતાની કરેલી વસ્તુ ઉપર કોઇને મોહ થતો નથી. અને પોતાના અંગ સાથે પોતે રમણ કરે છે. માટે વ્યભિચારી તથા કામીપણું પણ ઇશ્વરઉપર લાગુ પડતું નથી, પણ પોતાના ભક્તોને

પોતા ઉપર તેનો સ્નેહ વધારવા સારૂ પોતે તેને વશપણું દેખાડે છે, તે ભાગવત વિષે ભગવાને કહ્યું પણ છે જે,હું ભક્તને વશ છું. ભગવાનનો સ્વભાવ જ સદા ખેલ કરવાનો છે માટે ખાસ ખેલ ઇશ્વરનાં પાસે છે. માટે વ્યાસજીએ સૂત્રમાં કહ્યું છે કેઃ—

लोकवत्तु लीला कैवल्यम् ।

અર્થઃ—પરબ્રહ્મની લીલા લોકની પેઠે દેખાય છે, તથાપિ તે લીલા ગાન કરનારને મોક્ષની આપનારી છે, અને ગીતાજીના ચોથા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કેઃ—

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

અર્થઃ—હે અર્જુન ! મારા જન્મ ચરિત્ર છે તે અલૌકિક છે તેને જે તત્ત્વે કરીને જાણે છે, તે પુરુષ દેહ છોડયા પછી પાછો પૃથ્વીમાં જન્મ પામતો નથી. ૯. એ રીતે જન્મ ચરિત્ર તે બાલલીલા, કિશોરલીલા, રાજ-લીલા, ઇત્યાદિ સર્વે અલૌકિક છે, એ રીતે ભગવાને પોતે કહ્યું છે. અને એ શાસ્ત્રી કહે છે કે, આચાર્યો વ્યભિચારનાં કીર્તન કરે છે તેમાંથી મ્હોટી અનીતિ પેદા થાય છે, તેથી લોકો પાપી થાય છે, પણ એ શાસ્ત્રી વેદ, ગીતા ભાગવતનાં વચનને માનતો નથી, માટે શાસ્ત્ર પ્રમાણે એ પોતે પાપી થઇ ચૂકયો છે. અને જે વાત એણે લખી છે; તે વેદના ત્રણે કાંડથી અને અઢારે પુરાણથી વિરુદ્ધ લખી છે, તે અમે બતાવી આપી છે. માટે એ શાસ્ત્રી હિંદુ ધર્મથી બહાર છે એની વાર્તા જે ખરી માનશે તે પણ એના જેવો થશે, એ રીતે ઈશ્વરનો વૈભવ પ્રસંગ સંપૂર્ણ.

## प्रकरण चोथुं.

# એ શાસ્ત્રીની મૂર્ખતા.

એ શાસ્ત્રીએ લખ્યું છે કે આ જીવ અહીં દેહ છોડીને ઇશ્વર પાસે જાય છે ત્યાં એને દેહ તો છે નહીં; ત્યારે એ રાસલીલા ઇશ્વર સાથે શી રીતે કરે છે ? જુઓ કે એ કેવાં ગપ્પાં હાંકે છે, તે સમજુ લોક શી રીતે રાખશે ? એ રીતે જણાવ્યું છે. હવે એની મૂર્ખતાનો વિચાર કરો.

કે, માતાના ગર્ભમાં આ જીવ આવે છે, ત્યારે એને દેહ છે નહીં તો પણ ઈશ્વર જ આપે છે, તો મૂઆ પછી શું આ જીવને દેહ ઈશ્વર આપી શકતા નથી? એટલું સામર્થ્ય શું ઈશ્વરમાં નથી? જ્યારે એટલું સામર્થ્ય ઈશ્વરમાં નથી, ત્યારે તે ઈશ્વર પણ નથી; જુઓ કે અઠ્ઠાવીશ તત્ત્વ પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશાદિક તથા સર્વ ઝાડ માત્રનાં બીજરૂપ, અને તેને વૃક્ષરૂપ દેહ પોતે જ આપે છે; એવા પ્રભુ છે, અને નાના પ્રકારનાં પશુઓ, પંખીઓના જીવને અનેક પ્રકારના દેહ અનેક પ્રકારનાં રંગ પણ તે જ આપે છે, એ આપણે નજરથી જોઇએ છીએ તો શું પોતાની પાસે જનારા જીવોને એ પરમેશ્વર દેહ આપવાને સમર્થ નથી? વાહ! વાહ! એનું શાસ્ત્રીપણું અને સમજુપણું વખાણવાલાયક છે! સર્વેના શાસ્ત્રમાં લખ્યું કે છે કે જે પુરુષ પાપ કરે છે, તેને નરકમાં નાખે છે અને ફીરસ્તા માર મારે છે, અને જીવ તોબા પોકારે છે, એ રીતે કહ્યું છે જો એ જીવને દેહ નથી, તો માર કોને મારે છે! અને મારતું નથી તો તોબા કોણ પોકારે છે? એ ઉપરથી સિદ્ધ થાય છે જે આ જીવ આ દેહ છોડયા પછી બીજી દેહ નરક તથા સ્વર્ગનો ભોગ કરવા સારૂ આ જીવને ઈશ્વર આપે છે. તે ગરુડપુરાણમાં તથા સર્વે પુરાણોમાં તથા વેદમાં કહ્યું છે અને બાર દિવસમાં બાર અંગ એના બંધાય છે એવું શ્રાદ્ધ પ્રકરણમાં કહ્યું છે તથા ગીતાજીના બીજા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥

અર્થઃ—જેમ જૂનું વસ્ત્ર મૂકીને નવું વસ્ત્ર આપણે પહેરીએ છીએ. તેમ જીવ આ દેહને છોડીને બીજી દેહને ધારણ કરે છે. દેહ વગર જીવ, એકલો રહેતો જ નથી. એ રીતે ભગવાને કહ્યું છે અને આ શાસ્ત્રી કહે છે કે, જીવને દેહ તો છે જ નહીં, ત્યારે ઈશ્વર સાથે એ જીવ રાસલીલા કેમ કરશે? એ રીતે અશાસ્ત્રીપણાની એની વાતો છે તે કોઈ શાસ્ત્રવાળો માને એવી નથી, કેવલ મૂર્ખતા પોતાની પ્રકટ કરી દેખાડે છે.



# *सिद्धान्तमुक्तावलि.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

**श्लोकः-नत्वा हरिं प्रवक्ष्यामि स्वसिद्धान्तविनिश्चयम् ॥**
**कृष्णसेवा सदा कार्या मानसा सा परा मता ॥ १ ॥**

पदानि—नत्वा[१] हरिं[२] प्रवक्ष्यामि[३] स्वसिद्धान्तविनिश्चयं[४] कृष्णसेवा[५] सदा[६] कार्या[७] मानसी[८] सा[९] परा[१०] मता[११] ।

सान्वयपदार्थः—हरिं[२] [ પોતાનું સ્મરણ કરનારાઓના દુઃખને હરનારા ] હરિ–ભગવાનને नत्वा[१] નમસ્કાર કરીને स्वसिद्धान्तविनिश्चयं[४] પોતાના સિદ્ધાંતના વિશેષ નિશ્ચયને ( હું ) प्रवक्ष्यामि[३] કહું છું कृष्णसेवा[५] કૃષ્ણ (શ્રીપુરુષોત્તમ)ની સેવા सदा[६] નિરંતર कार्या[७] અવશ્ય કરવી ( તે ત્રણ પ્રકારની સેવામાં જે) मानसी[८] માનસી સેવા सा[९] તે परा[१०] ફલરૂપ मता[११] માનેલી છે.

ટીકા–પોતાનું સ્મરણ કરનારાઓનાં દુઃખને નાશ કરનારા શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને, પરસ્પર વિરુદ્ધ સિદ્ધાંતોએ કરીને દેખાતા વિરોધનો પરિહાર કરી, વેદમાં સારી રીતે માનેલા પોતાના સિદ્ધાંતના વિશેષ નિશ્ચયને હું ઉત્તમ રીતે કહું છું કે શ્રીકૃષ્ણની સેવા, સદાનંદ શ્રીકૃષ્ણ ફલરૂપ છે એમ જાણીને નિરંતર અવશ્ય કરવી. ત્રણ પ્રકારની સેવામાં જે માનસી સેવા છે તે ફલરૂપ માનેલી છે.

---

* [આ ગ્રન્થની વિસ્તૃત ટીકા શ્રીગુસાંઇજી અને લાલુભટ્ટજી રચિત યોજનાને આધારે સુરતવાળા ગોસ્વામી શ્રીયદુનાથજી મહારાજે રચેલી છે તે અત્ર આપવામાં આવે છે.]

આ ગ્રંથનું નામ શ્રીમહાપ્રભુજીએ સિદ્ધાન્તમુક્તાવલિ રાખેલું છે, તેનું કારણ એ છે કે, સિદ્ધાન્ત એટલે વેદને વિષે જે વાર્તા, સિદ્ધ એટલે નિશ્ચિત કરેલી

છે, તેનો પણ અંત કહેતાં છેડો એટલે સંદેહ રહિત અર્થ તેનું નામ સિદ્ધાન્ત કહેવાય છે. એવા વેદસિદ્ધાંતની જે મુક્તાવલિ કહેતાં મોતીની માલા તેનું નામ સિદ્ધાન્તમુક્તાવલિ કહેવાય છે.

આ ગ્રંથને મોતીની માલાનું દૃષ્ટાંત આપ્યું; તેનું કારણ એ છે કે, જેમ મોતી સમૂદ્રમાં પાકે છે, તેમ આ ગ્રંથનો સિદ્ધાંત વેદરૂપી સમૂદ્રમાં પાકેલો છે, અને જેમ મોતી ઉજ્જવલ છે, અને સ્વચ્છ છે, તેમ આ ગ્રંથનો સિદ્ધાંત શુદ્ધ છે, અને નિર્મલ છે અને જેમ મોતી પહેરનારને શીતલતા કરે છે, તેમ આ ગ્રંથ ધારણ કરનારને જન્મમરણના દુઃખરૂપી તાપને મટાડીને શીતલતા એટલે સુખ કરે છે, જેમ મોતીની માલા ભાગ્યવાન પુરુષ પહેરી શકે છે, તેમ એ ગ્રંથનો સિદ્ધાન્ત ભાગ્યવાન્ પુરુષ જે શુદ્ધ દૈવી જીવ છે તે જ પહેરી શકે છે, એટલે મનમાં ધારણ કરી શકે છે, બીજાના મનમાં એ વાત ધારણ થઈ શકવાની જ નહિ એટલા સારૂ એ ગ્રંથને મોતીની માલાનું દૃષ્ટાંત આપેલું છે. એવી આ વેદસિદ્ધાન્તની મોતીની માલા તેનું નામ સિદ્ધાન્તમુક્તાવલિ કહેવાય છે. આ ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ વેદના જ્ઞાનકાંડનો તથા ઉપાસનાકાંડનો સાર સંક્ષેપમાં કહેલો છે. એ સિદ્ધાન્તનો વિસ્તાર વ્યાસસૂત્રના ભાષ્યમાં તથા નિબન્ધમાં તથા શ્રીસુબોધિનીજીમાં કહેલો છે, પણ તે ગ્રંથો સંસ્કૃત ભણ્યા વગર બીજા સાધારણ ભકતોથી સમજી શકાતા નથી. માટે તે સિદ્ધાંત ટૂંકામાં પોતાના ભકતોને સમજવા સારૂ આ ગ્રંથમાં કહેલો છે. હવે તે ગ્રંથનો પ્રથમ શ્લોક શ્રીમહાપ્રભુજી કહે છેઃ—

**नत्वा हरिं प्रवक्ष्यामि स्वसिद्धान्तविनिश्चयम् ।**
**कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥१॥**

**અર્થઃ**—શ્રીમહાપ્રભુજી કહે છે કે, હું શ્રીહરિને દંડવત કરીને અમારો નિશ્ચય કરેલો જે વેદસિદ્ધાંત તેને સારી રીતે કરીને અમે કહીએ છીએ કે, શ્રીકૃષ્ણની સેવા સદા કરવી, પણ તેમાં માનસી સેવા છે તે શ્રેષ્ઠ છે, એ મૂલ શ્લોકનો અર્થ છે.

હવે એ શ્લોકનો ભાવાર્થ કહે છે. આ શ્લોકમાં શ્રીકૃષ્ણનું નામ હરિ એવું કહેલું છે. તેનો અભિપ્રાય એ છે કે, ભક્તના સર્વ દુઃખ હરણ કરે તે હરિ કહેવાય છે. કદાચ પોતાનો ભક્ત અહંકાર તથા અપરાધ વડે નીચ જન્મમાં જઇને પડયો હોય, તો પણ તે ભકતને પોતે મૂકી દેતા નથી. જેમ ગજેંદ્ર હાથીનો દેહ અપરાધ વડે પામ્યો હતો. એવા પશુના દેહમાં ભગવાનનું જ્ઞાન છે જ નહીં, પણ પોતાનો પૂર્વ જન્મનો ભકત જોઇને તે હાથીને પોતાનું જ્ઞાન હૃદયમાં કરાવીને પોતાનાં દર્શન તેને આપ્યા. એવા દયાલુ શ્રીકૃષ્ણ છે. માટે

વેદમાં હરિ નામ શ્રીકૃષ્ણનું કહેલું છે. વેદને વિષે પહેલાં હરિ એ નામ ઉચ્ચાર કરીને પછી ૐકારનો ઉચ્ચાર કરીને ત્યાર પછી વેદના બીજા મંત્ર ભણાય છે. એવી વેદમંત્ર ઉચ્ચાર કરવાની વેદમાં રીત કહી છે. એટલા સારૂ આ ગ્રન્થમાં વેદના મંત્રના અર્થનો ઉચ્ચાર કરતાં પહેલાં હરિ એ નામનો ઉચ્ચાર કરેલો છે, એ નામનો અભિપ્રાય શ્રીમહાપ્રભુજી કહે છે કે, ભક્તના સર્વ દુઃખના હર્તા જે હરિ તેને દંડવત કરું છું. આ શ્લોકમાં દંડવતે કરીને એ જણાવ્યું કે, શ્રીઠાકુરજીને પ્રસન્ન કરવા સારૂ જીવની પાસે દંડવત સિવાય બીજી કાંઇ જ નવી વસ્તુ નથી, જેથી એ જીવ હરિને રીઝવી શકશે કારણ કે, જે જે વસ્તુ હરિએ ઉત્પન્ન કરી મૂકેલી છે, તે જ વસ્તુ લઇને હરિને અર્પણ કરે છે. જીવ તરફથી નવી વસ્તુ બનાવેલી એકે નથી. માટે આ જીવે ભક્તિ કરવાનું પોતાનું અભિમાન મૂકીને નિઃસાધન ભાવનાવડે હરિને દંડવત કરવા એ જ સાધનવડે હરિ પ્રસન્ન થાય છે. એ દંડવતે કરીને જણાવ્યું. આ રીતે શ્રીમહાપ્રભુજી હરિને દંડવત કરીને કહે છે કે, વેદનો સિદ્ધાન્ત અમે જે નિશ્ચય કરેલો છે તેને સારી રીતે કરીને હવે કહીએ છીએ. એ રીતે શ્રીમહાપ્રભુએ કહ્યું. તેનું કારણ એ છે કે, વેદના જાણનાર બીજા પુરુષો ઘણા થઈ ગયા છે, તેઓએ પણ વેદના સિદ્ધાન્તનો નિશ્ચય કરીને પોતાના ગ્રન્થોમાં કહેલો છે. પણ તે સિદ્ધાન્ત વેદના એક પક્ષમાં તો મલે છે પણ વેદસિદ્ધાન્તના જે બીજા પક્ષ છે તેની સાથે મલતો નથી, અને અમે જે સિદ્ધાન્ત આ ગ્રંથમાં કહેલો છે તે વેદના સર્વ પક્ષો સાથે મેળવીને કહેલો છે. માટે આ શ્લોકમાં કહ્યું કે, વેદના સિદ્ધાંતવિષે અમારો નિશ્ચય કરેલો જે સિદ્ધાંત છે તેને સારી રીતે અમે કહીએ છીએ એ રીતે એનો અભિપ્રાય છે, તે સિદ્ધાંત હવે **શ્રીમહાપ્રભુજી કહે છે કે, શ્રીકૃષ્ણની સેવા સદા કરવી એ વેદનો મુખ્ય સિદ્ધાન્ત છે,** સેવા કરવી એજ સેવકનો મુખ્ય ધર્મ છે. સેવક થઈને જો પોતાના ધણીની સેવા ન કરે, તો તે સેવક કૃતઘ્ની થાય છે, અને સેવકપણાના ધર્મને ખૂએ છે. માટે આ શ્લોકમાં શ્રીકૃષ્ણની સેવા સદા કરવી કહી છે, સદા એટલે નિત્ય સેવા કરવી. એક દહાડો કરવી એક દહાડો ન કરવી એવું ન કરવું. એ સદા શબ્દે કરીને જણાવ્યું છે પણ આ શ્લોકમાં શ્રીમહાપ્રભુજીએ માનસી સેવાને શ્રેષ્ઠ કહી છે, તેથી કોઇના મનમાં એવો સંદેહ આવશે કે દેહ તથા ધનની સેવાને શ્રેષ્ઠતા નહી હોય માટે માનસી સેવાનો અર્થ ટીકામાં શ્રીગુસાંઇજી તથા **લાલુભટ્ટજીએ** આ રીતે કરેલો છે કે, **દેહ તથા ધનવડે જે જે સેવા કરવી તે મનની પ્રીતિપૂર્વક કરવી.** તેનું નામ માનસી સેવા, એવું શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે. પણ દેહ તથા ધનની સેવા જો મનની પ્રીતિપૂર્વક ન હોય તો તે સેવાને શ્રેષ્ઠતા **નથી. મનની પ્રીતિ સહિત જે સેવા હોય તેને શ્રેષ્ઠતા છે.** એવો માનસી

સેવાનો અર્થ છે, પણ માનસી સેવાનો અર્થ અન્યમાર્ગી લોકો એમ કરે છે કે દેહવડે તથા ધનવડે હરિની સેવા ન કરવી. કેવલ મનમાં હરિનું ધ્યાન કરીને હરિની સેવા કરવી. તે અર્થ આ શ્લોકમાં નથી, કારણકે માનસી સેવા કોનાથી બની શકે છે કે જે જીવ હરિના સાકાર સ્વરૂપની સેવા નિત્ય કરે છે અને દર્શનદ્વારા હરિનું સ્વરૂપ જેના હૃદયમાં ભરાઈ રહ્યું છે, એવા જે પુરુષ છે તે આંખો મીંચીને હરિના સ્વરૂપનું ધ્યાન કરીને સેવા કરવાની મનમાં ઇચ્છા કરે છે તો તેવા પુરુષોનાં મનમાં હરિનું સ્વરૂપ દેખાય છે, તે પુરુષ એવી માનસી સેવા કરી શકે છે, પણ જે પુરુષ હરિની સેવા નિત્ય કરતા નથી, તે પુરુષ આંખો મીંચીને હરિનું ધ્યાન કરવા જશે તો તેની આંખો આગળ તો અંધારા સિવાય બીજું કાંઈ દેખાઈ શકાવાનું નથી માટે તેવા પુરુષોથી માનસી સેવા બનવાની જ નથી પણ આસુરી સિદ્ધાન્તને માનનારા જે લોક છે, તેને સ્વરૂપ-સેવા કરવા વિષે અનાદર છે તે સ્વરૂપસેવાને જડરૂપસેવા માને છે તેઓનો સિદ્ધાન્ત વેદ બહાર છે, એવા જીવોને શાસ્ત્રમાં કેવલ નરકના અધિકારી કહેલા છે તે વિષ્ણુપુરાણમાં કહ્યું છેઃ-

अर्च्ये विष्णोर्शिलाधीर्गुरुषु नरमतिः वैष्णवे जातिबुद्धिः
विष्णोर्वै वैष्णवानां कलिमलमथने पादतीर्थेऽम्बुबुद्धिः ।
कंसारेर्विष्णुमंत्रेऽखिलकलुषहरे शब्दसामान्यबुद्धिः
विष्णौ सर्वेश्वरेशे तदितरधिषणा सःपुमाननारकी वै ॥

અર્થઃ—જે પુરુષને ભગવાનના સ્વરૂપ વિષે ધાતુ તથા પાષાણની બુદ્ધિ છે, તે પુરુષ નરકનો અધિકારી છે તથા ગુરુને વિષે જેને મનુષ્યબુદ્ધિ છે કે, જેવા આપણે માણસ છીએ તેવા એ પણ માણસ છે તે પુરુષને નરકનો અધિકારી જાણવો. ભગવાનના ભક્તને વિષે જેને જાતિબુદ્ધિ છે કે એ પુરુષ નીચી જાતનો છે. આપણે ઉંચી જાતના છીએ એવાને આપણે નમન કરવાથી શું થાય એવી જેની બુદ્ધિ છે તે જીવ નરકનો અધિકારી છે. ભકતોના કલિયુગના પાપ-ને દૂર કરનાર એવું જે હરિનું ચરણામૃત કેવલ તીર્થરૂપ ગંગાજલ સમાન તેને વિષે જલબુદ્ધિ જેની છે તે જીવ નરકનો અધિકારી છે, અને શ્રીકૃષ્ણનું નામ સર્વ પાપને દૂર કરે એવા નામને વિષે જેને સાધારણ નામની બુદ્ધિ છે જેમ આપણું નામ છે તેમ એ પણ સાધારણ નામ છે. ભગવાનનું નામ લીધેથી શું થાય ? એવી જેની બુદ્ધિ છે તે પુરુષ નરકનો અધિકારી છે, અને ભગવાન સર્વ દેવતાઓના ઈશ્વર છે, તેને વિષે બીજા દેવતા તથા મનુષ્ય બરાબર સમાન બુદ્ધિ છે, જેમ અન્ય દેવતાના ઉપાસક બીજા દેવતા બરાબર ભગવાનને ગણે છે તથા જેમ મિથ્યા જ્ઞાની શ્રીકૃષ્ણને જ્ઞાની પુરુષમાં ગણે છે ઈશ્વર કરીને ગણતા નથી

એવા જીવ જે છે તે નરકના અધિકારી છે. એ રીતે વેદમાં તથા પુરાણોમાં કહ્યું છે, પણ આસુરી જીવ જે નરકના અધિકારી છે તે તો આ શ્લોકમાં કહેલાથી ઉલટું જ માને છે તે પ્રમાણે ભગવાનના ભકતોને ન માનવું. હરિના સ્વરૂપને વિષે જેને પાષાણ બુદ્ધિ છે તે તો હરિનું સેવન ઉઠાવી નાખવા સારૂ કેવલ મનની સેવાને શ્રેષ્ઠ કહે છે. તે સેવા કરવાનું પણ ઉપલા મનથી કહે છે તેઓના અંતઃકરણમાં હરિની સેવા કરવાને છે જ નહી કારણ કે, તે જીવો પોતાને બ્રહ્મરૂપ માને છે; તેથી તે મનમાં એમ સમજે છે કે, હરિના સેવનથી શું થાય? હરિને હું કાંઈ જુદા નથી તે જીવો પોતાને બ્રહ્મજ્ઞાનવડે મોક્ષ થાય છે એમ માને છે. માટે હરિનું સેવન જે કરે છે તેને હસે છે એવા વેદવિરુદ્ધ માનનાર જીવ આ સૃષ્ટિમાં ઘણા છે તે માનસી સેવાનો અર્થ જે કરે છે તે ન માનવો. શ્રીમહાપ્રભુજીએ જે અર્થ માનસી સેવાનો કહેલો છે તે જ અર્થ ખરો છે.

શ્રીમહાપ્રભુજીના માર્ગમાં પણ કેવલ મનવડે માનસી સેવા કરવી કહી છે પણ તે કઈ વખત કરવી કહી છે કે સૂતક આવી પડ્યું હોય અને સાક્ષાત્ સેવા ન કરી શકતા હોઇએ તે વખત તે માનસી સેવા કરવી કહી છે કારણ કે, સેવા કર્યા વગર અન્ન ન લેવું એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, સેવા વગર અન્ન લે તો તે જીવ નરકના દંડ યોગ્ય થાય છે એ રીતે વિષ્ણુધર્મોત્તરપુરાણમાં કહ્યું છેઃ-

**पूजनं प्रतिमायां तु उत्तमं परिकीर्तितम् ।**
**प्रातर्मध्यंदिनं सायं विष्णुपूजा समाचरेत् ॥ १ ॥**
**सम्पूज्य भोजनं कुर्यादन्यथा नरकं व्रजेत् ।**

**અર્થઃ**—શ્રીઠાકુરજીના સ્વરૂપનું પૂજન છે તે ઉત્તમ કહ્યું છે, માટે સવારે તથા મધ્યાન્હે તથા સાંજરે એ ત્રણે વખત હરિનું પૂજન કરવું. પૂજન કર્યા વગર જો ભોજન કરે, તો તે જીવ નરકમાં જાય છે. એ રીતે હરિના સ્તવન વગર ભોજન કરવું કહ્યું નથી, પણ સૂતકમાં તથા પરદેશ જાય ત્યાં હરિનું સેવન બની શકતું નથી તથા જે જીવના ઘરમાં રાજસેવા બિરાજતી નથી તેવા જીવોને મનવડે જ માનસી સેવા કરવી કહી છે એ રીતે શ્રીમહાપ્રભુજીના માર્ગમાં પણ મન વડે માનસી સેવા કરવી કહી છે પણ જેથી સાક્ષાત સ્વરૂપની સેવા બનતી નથી તેને માનસી સેવા કરવી શ્રેષ્ઠ છે પણ વેદ તથા પુરાણોને વિષે કેવલ એવી માનસી સેવાને મુખ્યતા કહી નથી કારણ કે વેદના ઉપાસના કાંડમાં નવધાભક્તિ નિત્ય કરવી કહી છે. તે નવે ભક્તિ હરિની મૂર્તિ સેવા વગર એકલા મનથી બનતી નથી, કારણ કે હરિની મૂર્તિ જો આપણી પાસે ન હોય તો સ્મરણભક્તિ જે ધ્યાન, તે કોનું કરશે? કેમકે મૂર્તિ જોયા વગર તેનું

ધ્યાન ધરી શકાતું નથી. માટે ધ્યાન ભક્તિ પણ મૂર્તિ વગર બની શકતી નથી, તેમ પાદસેવન ભક્તિ તે હરિના ચરણનો સ્પર્શ નિત્ય કરવો તે મૂર્તિ પાસે નથી તો સ્પર્શ કોનો કરશે ? તેમ અર્ચન એટલે પૂજન તે ધૂપ, દીપ, જલ, નૈવેદ્ય, પુષ્પ, સુગન્ધ ઇત્યાદિ પદાર્થવડે નિત્ય પૂજન કરવું કહ્યું છે, જો મૂર્તિ નથી તો ઇત્યાદિક વસ્તુ વડે પૂજન શી રીતે કરશે ? કારણ કે મનમાં તો એ વસ્તુ પેસી શકતી નથી; વંદનભક્તિ એટલે દંડવત કરવા તે હરિનું સ્વરૂપ સન્નિધાનમાં નથી તો દંડવત કોને કરશે ? દાસ્યભક્તિ એટલે હરિનું દાસપણું કરવું તે મૂર્તિ નથી તો દાસપણું શી રીતે કરશે ? સખ્ય એટલે મિત્રની પેઠે વાત્સલ્યતા તથા દર્શનની આતુરતા નિત્ય રાખવી કહી છે તે પણ મૂર્તિ વગર દર્શનની આતુરતા કોની રાખશે ? તેમ આત્મનિવેદન ભક્તિ એટલે આત્મા જે દેહ તથા દેહ સંબંધી ઇન્દ્રિયો તેનું નિવેદન એટલે અર્પણ હરિના સ્વરૂપ સેવન વગર એ હસ્તાદિ ઇન્દ્રિયોનું નિવેદન શી રીતે થશે ? માટે કેવલ મનની માનસી સેવાને મુખ્યતા વેદાદિક શાસ્ત્રને વિષે કહી નથી એ સાફ જણાય છે. જો કેવલ મનની સેવાને જ મુખ્યતા હોય તો નવધા ભક્તિ કરવાનું શાસ્ત્રમાં કહે જ નહી. સ્વરૂપસેવા વગર બધી ભક્તિઓને વ્યર્થતા થાય છે, એટલા સારૂ અજ્ઞાની અને આસુરી જીવ એનો કહેલો અર્થ ખરો ન માનવો. વ્યાસજીએ જે રીતે એ ભક્તિનો ઉપયોગ કરવો કહ્યો છે, તેમ જ માનવું, અને તેમ જ કરવું સ્વરૂપનું સેવન શી રીતે કરવું તે વિષે નારદજીએ નારદપંચરાત્ર નામે તંત્ર ગ્રંથ કરેલો છે તથા વ્યાસજીએ ભાગવત આદિ પુરાણોમાં સેવા કરવાની રીત કહેલી છે તેજ રીતે **ભક્તિમાર્ગના જીવોને ચાલવાથી ભગવાનની** પ્રાપ્તિ **થાય છે**, અને અજ્ઞાનીઓના કહ્યા પ્રમાણે ચાલવાથી નરકની પ્રાપ્તિ થાય છે એટલા સારૂ માનસી સેવાના અર્થનો વિસ્તાર અમારે આટલો બધો લખવો પડયો છે કારણ કે, વિસ્તારથી લખ્યા વગર શાસ્ત્ર વિષે જે સમજતા નથી તેવા લોક આસુરી જીવો જેનો અર્થ શાસ્ત્રનો બતાવે છે તેવો અર્થ ખરો સમજે છે અને ઉંધે રસ્તે ચાલે છે એટલા સારૂ માનસી સેવાના અર્થનો વિસ્તાર અમે કર્યો છે, માટે મનપૂર્વક સેવા કરવી એ જ અર્થ માનસી સેવાનો છે, જો એ અર્થ ન કરે તો એ જ ગ્રંથના બીજા શ્લોકમાં દેહ તથા ધનવડે સેવા કરવી કહી છે તેથી વિરોધ આવે છે માટે મનપૂર્વક હરિની સેવા કરવી એ જ માનસી સેવાનો અર્થ છે અને એ જ અર્થ વેદ પુરાણમાં મુખ્ય છે. હરિનું સેવન કરવું એ મુક્તિફલ કરતાં શ્રેષ્ઠ છે કારણ કે મુક્તિ પામેલા જીવ અક્ષર બ્રહ્મધામમાં જ રહે છે અક્ષરાતીત પુરુષોત્તમને પામતા નથી અને ભકિતમાર્ગીય જીવ અક્ષરથી પર જે ગૌલોક ધામ છે તેમાં જે પૂર્ણ પુરુષોત્તમ બિરાજે તેને પામે છે માટે અક્ષરબ્રહ્મ ધામમાં સુખ કરતાં

પુર્ણપુરુષોત્તમની પાસે રહેવાનું સુખ અનંત છે એવું વેદ પુરાણોમાં કહ્યું પણ અન્યમાર્ગી લોકોને એનું જ્ઞાન છે જ નહી તે સારૂ સેવા કરનારની મશ્કરી કરે છે અને ભગવાનની ભક્તિને ધૂળ બરોબર તુચ્છ કરીને ગણે છે અને બ્રહ્મ જ્ઞાનને હીરા બરાબર કરીને ગણે છે તે બ્રહ્મજ્ઞાની લોક એમ કહે છે કે જેમ ધૂળધોયા લોક ધૂળ ચુંથે છે તેને ધળમાંથી કોઇવાર હીરા મોતી હાથ લાગી જાય છે, તેમાંથી કોઇવાર તેનું દરિદ્ર કપાઈ જાય છે, તેમ ભગવાનની ભકિત-રૂપી ધૂળ ચુંથતે ચુંથતે કોઈવાર જ્ઞાનરૂપી હીરો હાથ લાગી જાય છે, એટલે તે જીવ મોક્ષ પામે છે, મોક્ષ એટલે સંસારના જન્મ મરણથી છૂટી જાય છે, માટે ધૂળને ઠેકાણે ભક્તિ જાણવી. હીરાને ઠેકાણે મોક્ષ જાણવો. એ રીતે તો વિરુદ્ધ સિદ્ધાંત માનીને તેને પોતાના મનમાં શ્રેષ્ઠ કરીને માને છે, અને વેદના જાણનાર જે વ્યાસજી છે તેના કહેલા સિદ્ધાંતને માનતા નથી, માટે વ્યાસજી કરતાં પોતાને વિષે સમજુપણાનો અભિમાન વિશેષ રાખે છે. હવે જુઓ એની અજ્ઞાનતા, જેનો પાર નથી. એક શાસ્ત્ર પુરૂં ભણેલા નથી, અને એક શાસ્ત્ર પુરૂં સમજતા નથી અને સંપૂર્ણ વેદના ભાગ કરનાર એવા જે સમર્થ વ્યાસજી તે કરતાં પોતાને વિષે વેદને સમજવાનો અભિમાન વિશેષ રાખે છે એ દેખીતું કેટલું બધું અજ્ઞાનપણું તેમને વિષે છે? માટે એવા લોકોના બોલવાને ભાગવત, ગીતા અને શાસ્ત્ર સાથે તોલીને પછી તેના બોલવાનો ભરોસો કરવો, એ જ અમારી સૂચના સર્વેને છે, જો એ વાત તમે ધ્યાનમાં નહીં રાખો તો અજ્ઞાની લોકો તમારી બુદ્ધિને ભગવાનથી ભ્રષ્ટ કરાવશે માટે આજના પંડિતોની વાત નહી માનવી. ભાગવત, ગીતાજી, વ્યાસસૂત્રમાં જે રીતે વેદનો અર્થ વ્યાસજીએ કરેલો છે તે જ પ્રમાણે માનવું.

મિથ્યાજ્ઞાની લોક સેવા કરનારની મશ્કરી કરે છે, પણ ભાગવત એકાદશ સ્કન્ધમાં બ્રહ્મજ્ઞાનને સગુણ કહેલું છે, અને ભગવાનના સેવનને નિર્ગુણ કહેલું છે:—

सात्त्विक्याध्यात्मिकी श्रद्धा कर्मश्रद्धा तु तामसा ।
राजसी धर्मे या श्रद्धा मत्सेवायां तु निर्गुणा ॥

અર્થ:—ભગવાન ઉદ્ધવજી પ્રતિ કહે છે કે, હે ઉદ્ધવ ! બ્રહ્મજ્ઞાન વિષે જે શ્રદ્ધા તે શ્રદ્ધા સાત્ત્વિકી કહેવાય છે, અને કર્મ માર્ગ કરવા ઉપર જે શ્રદ્ધા તે શ્રદ્ધા રાજસી કહેવાય છે, અને અધર્મ કરવા ઉપર જે શ્રદ્ધા તે શ્રદ્ધા તામસી કહેવાય છે, અને મારી સેવા કરવા ઉપર જે શ્રદ્ધા તે શ્રદ્ધા નિર્ગુણ કહેવાય છે. આ શ્લોકમાં બ્રહ્મજ્ઞાનને સગુણ કહ્યું છે, અને ભગવાનનાં સેવનને નિર્ગુણ કહ્યું છે. જ્યાં સુધી સગુણ સાધન છે ત્યાં સુધી ભગવાનની પ્રાપ્ત થતી નથી

એવું ઠામ ઠામ વેદ પુરાણોમાં કહ્યું છે, તે જ રીતે એકાદશસ્કંધ ભાગવતમાંપણ ભગવાને કહ્યું છે:-

सत्त्वे प्रलीनाःस्वर्यांति नरलोकं रजोलयाः ।
तमोलयास्तु निरयं यान्ति मामेव निर्गुणाः ॥

**અર્થ**:—સત્વગુણના સાધનને વિષે જેણે પ્રીતિ કરી છે તે જીવ સ્વર્ગાદિ લોકને પામે છે. રજોગુણના સાધનને વિષે જેણે પ્રીતિ કરી છે, તે પૃથ્વીમાં જ જન્મ મરણ પામે છે, અને તામસી સાધનમાં જેણે પ્રીતિ કરી છે, તે જીવ પાતાલાદિમાં જન્મ પામે છે, અને અધર્મવડે નરકમાં પડે છે. અને જેણે નિર્ગુણ સાધન જે ભગવાનની સેવા તે વિષે પ્રીતિ કરી છે, તે જીવ તો મને જ પામે છે. એ રીતે આ શ્લોકમાં ભગવાને પોતાની પ્રાપ્તિ નિર્ગુણ સાધન સેવાવડે કહી છે, બ્રહ્મજ્ઞાનવડે કહી નથી, હવે જુઓ કે બ્રહ્મજ્ઞાનીનું સમજવું શાસ્ત્રથી કેટલું ઉલટું છે. ભગવાનની ભક્તિને લ બરોબર ગણે છે, અને બ્રહ્મજ્ઞાનને હીરો ગણે છે. પણ ભકિત વગર બ્રહ્મજ્ઞાનને નિષ્ફલ કહ્યું છે, તે એકાદશસ્કંધના શ્લોકથી બતાવી આપ્યું છે, એ જ રીતે દશમસ્કંધ અ. ૧૪ શ્લો. ૪ માં બ્રહ્માજીએ પણ કહ્યું છે:—

श्रेयःश्रुतिं भक्तिमुदस्य तं विभो क्लिश्यन्ति यं केवलबोधलब्धये ।
तेषामसौ क्लेशल एव शिष्यते नान्यद्यथा स्थूलतुषावघातिनाम् ॥

**અર્થ**:—બ્રહ્માજી કહે છે કે, હે ભગવન્! તમારી ભકિત આનંદને આપનારી છે એવી ભકિત મૂકીને જે પુરુષ બ્રહ્મજ્ઞાન પામવાને કલેશ કરે છે, તેને અંતે કલેશ જ રહે છે, જેમ શાલમાંથી ચોખા તો કહાડી લીધા પછી કુશકીને ખાંડે તેમાંથી ચોખા તો નિકલતા નથી, પણ હાથને છાલા માત્ર પડે છે, તેમ ભક્તિ વગર બ્રહ્મજ્ઞાન નિષ્ફલ છે. એ રીતે બ્રહ્માજીએ કહ્યું છે, અને જ્ઞાની લોકો જે ભકિતને નિષ્ફલ ગણે છે, તે કેવલ અજ્ઞાની છે. પોતાની મનની કલ્પનાથી કહે છે એ સાફ જણાય છે. વળી તૃતીયસ્કંધ ભાગવતમાં કપિલ દેવજીએ કહ્યું છે:—

मत्सेवायां प्रतीतं च सालोक्यादिचतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥

**અર્થ**:—મારી સેવાને વિષે જેને વિશ્વાસ છે, તે પુરુષ ચાર પ્રકારની મુકિત લેવાની ઇચ્છા રાખતા નથી, કારણ કે તેઓના સર્વ મનોરથ મારી સેવાથી જ પરિપૂર્ણ થાય છે, એવા જે મારા ભકત છે તે કાલે કરીને ચલાયમાન એવાં જે નાશવંત ફલ તેની ઇચ્છા તો શું કામ રાખશે? એ રીતે મુકિતના સુખ કરતાં

ભગવાનના સેવનમાં આધક સુખ કહ્યું છે. વળી દ્વિતીયસ્કંધ ભાગવતમાં કહ્યું છે કે સારાં સાધન કરનારને મુક્તિ તો ભગવાન આપે છે પણ ભક્તિ આપતા નથી, તે વાત નવમસ્કન્ધ ભાગવતમાં કહી છેઃ—

**राजन्पतिर्गुरुरलं भवतां यदूनां दैवः प्रियः कुलपतिः क्व च किंकरो वा ।**
**अस्त्येवमंग भजतां भगवान्मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित् न स भक्तियोगम् ॥**

**અર્થ**:—રાજા પરીક્ષિત પ્રતિ શુકદેવજી કહે છે કે, હે રાજન્! તમારા પતિ અને ગુરુ અને પરમદૈવત અને વળી તમારા દાસ અને કુલના પતિ, અને વળી તમારા પરમપ્રિય એવા જે શ્રીકૃષ્ણ ભગવાન છે, તે ભજનારાઓને ઘણું કરીને મુક્તિ આપે છે, પણ ભક્તિ આપતા નથી. એ રીતે મુક્તિ કરતાં ભક્તિ મળવી ઘણી કઠણ કહી છે, કારણ કે મુક્તિવાળા જીવોને અક્ષર બ્રહ્મધામમાં જેટલો આનંદ છે તે આપીને પોતે ભગવાન વેગળા રહે છે, પણ ભક્તિ કરનારા જે પુરુષ છે તેના તો વશમાં ભગવાનને રહેવું પડે છે, એટલા સારુ ભક્તિ આપતા નથી. તે વાત નવમસ્કન્ધ ભાગવતમાં ભગવાને જણાવી છેઃ-

**अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ।**
**साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनः प्रियः ॥**

**અર્થ**:—ભગવાન દુર્વાસા ઋષિ પ્રતિ કહે છે, હે ઋષિ! હું ભક્તને પરાધીન છું. હું મારા વશમાં નથી, કારણ કે ભક્તિવડે મારૂં હૃદય ભક્તોએ પોતાના તરફ ખેંચી લીધું છે, માટે ભક્તિવડે મને ભક્તજન ઘણા વહાલા લાગે છે. એ રીતે ભક્તિવડે ભગવાનને ભક્તના વશમાં રહેવું પડે છે, તેવું મુક્તિને સાધવાવાળાના વશમાં રહેવું પડતું નથી. મુક્તિના જીવોના વશમાં છું. એવું ભગવાને વેદ પુરાણોમાં કોઈ ઠેકાણે કહ્યું પણ નથી, એટલા સારુ શ્રીમહાપ્રભુજીએ પોતાના વંશને તથા પોતાના સેવકોને ભગવાનની સેવા કરવાનો જ ઉપદેશ કરેલો છે. આસુરી જીવો એમ કહે છે કે, શ્રીમહાપ્રભુજીએ પોતાનો માર્ગ કાચા પાયા ઉપર ચલાવ્યો છે એ વાતનો વિચાર શાસ્ત્રરીતથી કરીને જુઓ, કે શાસ્ત્રમાં જે સાર પદાર્થ કહ્યો છે; અને સર્વે સાધન કરતાં અધિક ફલ આપનારી જે કહી છે તે જ વાત શ્રીમહાપ્રભુજીએ ગ્રહણ કરી છે, પણ કહેવતમાં કહ્યું છે કે (દુબલા ભૂત ઢોકલે રલીયાત છે) એવી કહેવત છે, તેમ મંદભાગી અને હૈયાફુટા જીવ છે તે શાસ્ત્રનો વિચાર નહીં કરતાં એમ કહે છે તો સુખેથી કહો. પણ તેના બોલવાનું પ્રમાણ નથી. જે વાર્તા નારદજીસનકાદિકે, વ્યાસજીએ કહી છે તે જ ખરી છે. આજના લોકોની ગતિ તેઓની બરાબર છે જ નહીં એટલા-સારુ શાસ્ત્રનો વિચાર કરીને વિશ્વાસ રાખીને હરિનું સેવન કરો. એ જ સેવનવડે

તમને ભગવાનની પ્રાપ્તિ થશે. એ વાત વેદ પુરાણોમાં પુકારીપુકારીને કહી છે. એ રીતે શાસ્ત્રાંતથી અમે ભક્તિને સર્વ સાધન કરતાં શ્રેષ્ઠ ફલની આપનારી બતાવી આપી છે. હવે લોકવ્યવહારાની રીતથી બતાવીએ છીએ કે, ભક્તિવડે જેવું ફલ મળે છે તેવું બીજી રીતે મળતું નથી. તે વિષે દૃષ્ટાંત કહીએ છીએ. એક સાહુકાર હતો, તેને છ દીકરા હતા. તેમાં એક દીકરો બાપની દોલત લેવા સારૂ કાયાકષ્ટ કરતો હતો. બીજો દીકરો બાપના દોલત લેવા સારૂ બાપનું ધ્યાન ધરતો હતો. ત્રીજો દીકરો બાપની ઉત્પન્ન કરેલી વસ્તુ તેને તુચ્છ કરીને માનતો હતો. ચોથો દીકરો હું જ બાપ છું એમ માનતો હતો. પાંચમો દીકરો દોલત લેવા સારુ બાપના યશ વખાણુ કરતો હતો. અને છ઼ો દીકરો પોતાનો ધર્મ બાપની સેવા કરવી એમ માનીને નિત્ય બાપની સેવા કરતો હતો, એ છ છોકરામાં બાપની પ્રસન્નતા કોના ઉપર વધારે છે? તેનો વિચાર કરીને જુઓ કે, જે છોકરો બાપની સેવા કરવી એ જ પોતાનો ધર્મ છે એમ જાણીને જે બાપની સેવા કરતો હતો તેના ઉપર જ બાપની પ્રસન્નતા છે, બીજા છોકરાઓ ઉપર પ્રસન્નતા નથી કારણ કે તે સર્વે બાપની દોલત લેવા સારૂ જ ઇચ્છા કરે છે, બાપની સેવા કરવાની ઇચ્છા રાખતા નથી, માટે બાપના મનમાં બાપ તે છોકરાઓની મતલબ સારી પેઠે સમજે છે કે, એ સર્વે છોકરા સ્વાર્થના સગા છે, મારી સેવાની કોઇને ઇચ્છા નથી તેથી તે છોકરાઓને દોલત આપીને પોતાનાથી જુદો રાખે છે, અને જે છોકરો સેવા કરે છે તેને તો પ્રાણુ થકી પ્રિય જાણીને તેને પાસે રાખે છે અને તેના જ વશમાં થઇને એ રહે છે, તે રીતે ભગવાન પોતાની સેવા કરનારાના જ વશમાં રહે છે અને તેના ઉપર પ્યાર કરે છે, તેવો પ્યાર બીજાઓ ઉપર કરતા નથી, કારણુ કે તપસી છે તે રાજપ્રાપ્તિ સારું અથવા મોક્ષની ઇચ્છા રાખીને કાયાકષ્ટ કરે છે, પણુ ભગવાનનું સેવન કરવાની ઇચ્છા રાખીને સેવન કરતો નથી. માટે તેને રાજ્ય અથવા મોક્ષ આપીને પોતાની પાસેથી દૂર રાખે છે, તેમ યોગીભગવાનનું ધ્યાન કરીને મોક્ષની ઇચ્છા રાખે છે, તેમ વૈરાગી ભગવાનની ઉત્પન્ન કરેલી વસ્તુને તુચ્છ કરીને માને છે, અને મોક્ષની ઇચ્છા રાખે છે. તેમ જ્ઞાની હું ભગવાન છું એમ જાણીને મોક્ષની ઇચ્છા રાખે છે, તેમ મર્યાદામાર્ગી ભક્ત ભગવાનની સ્તુતિ કરે છે. ભગવાનના યશના વખાણુ કરે છે પણુ ભગવાનની સેવા કરતો નથી, માટે તેને પણુ ભગવાન હાડકાનો હરામ કરીને જાણે છે, અને કદાચ સેવન કરે છે તોપણુ મોક્ષ મળવા સારુ કરે છે, માટે એ ભક્ત પણુ સ્વાર્થીઓ છે. એ રીતે તપસી, યોગી, વૈરાગી, જ્ઞાની, અને મર્યાદાભક્ત એ પાંચ જણુ ભગવાનની ભક્તિ તો કરે છે પણુ મોક્ષના સ્વાર્થ સારુ કરે છે. માટે એ પાંચની ભક્તિ સકામ

કહેવાય છે તેથી એ પાંચે જણને ભગવાનની પ્રાપ્તિ વેદપુરાણોમાં કહી નથી, કેવલ નિષ્કામ ભક્ત છે તેને જ ભગવાનની પ્રાપ્તિ વેદપુરાણોમાં કહી છે, જે પુરુષ એમ સમજે છે કે, હું ભગવાનનો અંશ છું માટે ભગવાનનો પુત્ર છું, માટે મારો મુખ્ય ધર્મ એ જ છે કે મારા બાપ જે ભગવાન તેનું જ સેવન આ લોકમાં મારે કરવું અને પરલોકમાં પણ એ જ બાપની હું સેવા કરૂં માટે મોક્ષ જોઇતો નથી. એવું જાણીને જે સેવા કરે છે તે જ નિષ્કામ ભક્ત છે અને તેની જ ભક્તિને શાસ્ત્રમાં નિષ્કામ કહી છે, જ્યાં સુધી મોક્ષની ઇચ્છા રાખીને ભક્તિ કરે છે, ત્યાં સૂધી તેની ભક્તિ સકામ કહેવાય છે, તે સકામ ભક્તિનું નામ **મર્યાદાભક્તિ** છે, અને નિષ્કામ **ભક્તિનું નામ પુષ્ટિભ**કિત છે. પુષ્ટિશબ્દનો અર્થ વ્યાકરણમાં આ રીતે કરેલો છે. "**पोषणं पुष्टिः**" પુષ્ટિ શબ્દનો અર્થ તો પોષણ છે. અને પોષણ શબ્દનો અર્થ ભાગવતમાં આ રીતે કહ્યો છે. "**पोषणं तदनुग्रहः**" **તે ભગવાનનો અનુગ્રહ એનું નામ પોષણ કહીએ.** હવે શાસ્ત્ર રીત પ્રમાણે જોતાં ભગવાનનો અનુગ્રહ તેના નિષ્કામ ભકતો ઉપર જ થયો છે, બીજા ઉપર થયો નથી, માટે નિષ્કામ ભકતોને ચાલવાનો જે નિષ્કામ ભકિતમાર્ગ તે માર્ગનું નામ પુષ્ટિમાર્ગ કહેવાય છે. એ રીતે સકામ **ભકિતનો માર્ગ તેને મર્યાદામાર્ગ** કહે છે, તેના ફલની અવધિ છે, **અવધિનું નામ મર્યાદા. તે ફલનો ભોગ કરી** રહયા **પછી તે જીવનો જન્મ પાછો જગતમાં થાય છે. માટે તે મર્યાદા માર્ગ કહેવાય છે.** નિષ્કામ ભકિતવાળાને ભગવાનની પ્રાપ્તિ થાય છે અને ભગવાનની પ્રાપ્તિ થયા પછી એ જીવ પૃથ્વીમાં પાછો જન્મ પામતો નથી, એના ફલની અવધી નથી તેથી **પુષ્ટિમાર્ગ કહેવાય છે,** એ રીતે પુષ્ટિમર્યાદા માર્ગનો ભેદ છે તે ભેદને વગર સમજે જે લોકો એમ કહે છે કે, વેદમર્યાદા પ્રમાણે ચાલે તેને મર્યાદામાર્ગી વલ્લભીમાર્ગના લોક કહે છે, અને વેદમર્યાદા ઉલ્લંઘન કરીને ચાલે તે પુષ્ટિમાર્ગી કહેવાય. એ જ રીતે ત્રીજા મર્મ જે ( લોક વૈદિક ત્યાગ શરન ગોપીશકો ) એનો અર્થ તે લોકોએ એવો કર્યો છે કે, લોકલાજનો તથા વેદમાર્ગનો ત્યાગ કરીને ગુસાંઈજીને શરણ થવું એ રીતે ઉંધો અર્થ કરીને લોકોને પુષ્ટિમાર્ગમાં ભ્રમ કરાવ્યો છે, પણ નિબન્ધ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે કે:—

**अत्रापि वेदनिंदायामधर्मकरणे तथा ।**
**नरके न भवेत्पातः किन्तु हीनेषु जायते ॥**

**અર્થ:**—ભકિતમાર્ગના જીવ જો વેદની નિન્દા કરે અથવા અધર્મ કરે તો તેના દોષ વડે તે જીવ નરકમાં પડવા લાયક થઈ ચૂકયો છે, પણ ભગ-

વાનની ભક્તિવડે તે જીવ નરકમાં તો પડતો નથી પણ હીન યોનિમાં જન્મ પામે છે. એ રીતે વેદની નિંદા કરવાનો તથા વેદની આજ્ઞા ઉલ્લંઘન કરવાનો દોષ કહ્યો છે, અને તે લોકો એમ કહે છે કે વેદમાર્ગનો ત્યાગ કરવાનું એ મર્મમાં કહ્યું છે; પણ એ મર્મના કર્તા શ્રીદ્વારિકેશજી મહારાજ મ્હોટા વિદ્વાન પંડિત હતા. અને શ્રીમહાપ્રભુજીના સર્વ ગ્રન્થો જાણતા હતા, તેથી મહાપ્રભુજીના ગ્રન્થથી વિરુદ્ધ બોલે તો સર્વ વિદ્વાનો તેમની મશ્કરી કરે અને અવિદ્વાનમાં ગણાય. શ્રીદ્વારિકેશજી મહારાજે એમાં વેદ આજ્ઞા ઉલ્લંઘન કરવાનું કહ્યું જ નથી, એ મર્મમાં કહ્યું છે જે ( લોક વૈદિક ત્યાગ શરન ગોપીશકો ) એનો અર્થ એ છે લોક એટલે લૌકિક ફલ, વૈદિક એટલે વેદમાં કહ્યું જે મોક્ષફલ એ બન્ને ફલની ઇચ્છા મૂકીને ગોપીશ જે ગોપીના ઇશ એવા જે શ્રીકૃષ્ણ તેની જ એક શરણ થવાની ઇચ્છા રાખવી, લૌકિક વૈદિકફલની ઇચ્છા જરા રાખવી નહી. એ રીતે નિષ્કામ ભક્તિનું સ્વરૂપ એ મર્મમાં કહ્યું છે, તે નિષ્કામ ભક્તિની રીતમાં ચાલવાનો જે માર્ગ છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે, એ રીતે પુષ્ટિમાર્ગનો અર્થ છે, તે વગર સમજે અજ્ઞાની લોક ચાહે તેમ બકે છે, તો તે બકો પણ એ બકવું કેવલ વેદવિરુદ્ધ છે, માટે પુષ્ટિમાર્ગીય જીવોને પુષ્ટિમર્યાદાનો ભેદ હવેથી સમજી રાખવો, કે જેથી દુષ્ટ લોકોનું બોલવું તેના હૃદયમાં ઘર ન કરે એટલા સારુ અમે આ પ્રકરણ વિસ્તારથી લખ્યું છે. વળી આસુર લોકો વારેવારે લખે છે કે, ખરા ગુરુની જરૂર છે એ રીતે કહે છે, તે વાત અમે પણ કબુલ રાખીએ છીએ કે ખરા ગુરુની જરૂર છે, પણ ખરા અને ખોટા એ બંને ગુરુની પરીક્ષા શાસ્ત્ર ઉપરથી જ થઈ શકે છે, પણ જે લોક શાસ્ત્રના સિદ્ધાન્તને જાણવા વિષે આંધળા છે, તે આંધળા ખરા ખોટા રૂપિયાની પરીક્ષા શી રીતે કરી શકશે ? ભગવાનને પામવાને સારૂ નિષ્કામ ભક્તિના ઉપદેશક ગુરુ જોઇએ તે ગુરુ તો એક **શ્રીમહાપ્રભુજી** છે, બીજા તેવા નથી, એ વાત શાસ્ત્રરીતથી તપાસી જોતાં તથા તેમના માર્ગની સેવા ભક્તિ રીત જોતાં તથા તેમના ગ્રંથ જોતાં માલૂમ પડી આવે છે, પણ જેને શાસ્ત્રના સિદ્ધાન્તની ખબર નથી, તેને એના ગ્રંથોની ખબર પણ નહી પડે, અને એમના માર્ગની ચાલની પણ ખબર નહી પડે, કારણ કે, તે લોકો નિષ્કામ ભક્તિની રીતને સમજતા નથી. જો સમજતા હોય તો શ્રીમહાપ્રભુના માર્ગને ખોટો કહે જ નહી. તે નિષ્કામ ભક્તિની રીત અમે શાસ્ત્ર પ્રમાણે ઉપર બતાવી છે, તે જ છે, બીજી રીત હોય તો અમને બતાવે, એ રીતે શ્રીમહાપ્રભુજીએ મનની પ્રીતિપૂર્વક સેવા કરવાને માનસી સેવા કહી છે, અને સેવા એ જ સેવકનો મુખ્ય ધર્મ છે એ પ્રથમ શ્લોકમાં કહ્યું છે હવે ગ્રંથનો બીજો શ્લોક કહે છે:—

श्लोकः—चेत तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ।
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥२॥

पदानि—चेतः[1] तत्प्रवणं[2] सेवा[3] तत्सिद्ध्यै[4] तनुवित्तजा,[5] ततः[6] संसारदुःखस्य[7] निवृत्तिः[8] ब्रह्मबोधनम्[9] !

સાન્વયપદાર્થઃ—तत्प्रवणं તે (શ્રીકૃષ્ણ)માં એકતાન चेतः ચિત્ત (થવું) તે सेवा માનસી સેવા ( કહેલી છે અને) तत्सिद्ध्यै તે ( માનસી સેવા ) ની સિદ્ધિને વાસ્તે तनुवित्तजा તનુજા અને વિત્તજા એ બન્ને સેવા (સાધનરૂપ માનેલી છે ). ततः તે ( તનુજા અને વિત્તજા સેવા )થી संसारदुःखस्य ( અહંતામમતાત્મક ) સંસારના દુઃખની निवृत्तिः શાંતિ (અને) ब्रह्मबोधनम् બ્રહ્મનું જ્ઞાન ( એ બન્ને અવાંતર ફલ થાય છે. )

ટીકા—શ્રીકૃષ્ણમાં એકતાન પોતાનું મન થઇ જાય, તેને માનસી સેવા કહેલી છે. અને તે માનસી સેવા સિદ્ધ થવા સારૂ, તનુજા અને વિત્તજા એટલે, પોતાના શરીરથી કરેલી તનુજા, અને પૈસા દઇને બીજાથી કરાવેલી વિત્તજા, એ બન્ને સેવા, માનસી સેવાના સાધન રૂપ માનેલી છે. અને તે તનુજા અને વિત્તજા સેવાથી અહંતામમતારૂપ સંસારની નિવૃત્તિ અને બ્રહ્મસ્વરૂપનો બોધ, એટલે પોતાના આત્મા અને જગત્ એ બધું અક્ષરબ્રહ્મ છે, એવો બોધ, એ રૂપી અવાંતર ફલ ( એટલે માનસી સિદ્ધ થયાં પહેલાં વચમાં એ ફલ ) થાય છે.

---

चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ।
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥ २ ॥

અર્થ:—શ્રીકૃષ્ણની સેવામાં ચિત્ત પરોવાયલું રાખવું એનુ નામ માનસી સેવા. તે માનસી સેવા તનુજા તથા વિત્તજા સેવા કરવાથી સિદ્ધ થાય છે, તે માનસી સેવાથી અહંતામમતારૂપ જે સંસાર તેના દુઃખની નિવૃત્તિ થાય છે, અને બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થાય છે, એ મૂલ શ્લોકનો અર્થ છે. હવે એ શ્લોકનો ભાવાર્થ

કહે છે. શ્રીમહાપ્રભુજીએ આ શ્લોકમાં સેવા બે પ્રકારની કહી. એક સાધનરૂપ અને બીજી માનસી. એ બંનેમાં માનસી સેવા ફલરૂપ કહી છે. અને દેહ તથા વિત્તની સેવાને સાધનરૂપ કહી છે. તેનું કારણ એ છે કે, કેટલાએક પુરુષ ભગવાનનું સેવન દેહવડે કરે છે, પણ મનમાં તેની પ્રીત સેવા ઉપર પૂરી લાગતી નથી. પોતાના બાપદાદાની ચાલ પ્રમાણે સેવા તો કરે જાય છે, તેથી કરીને તેનું મન સદા ભગવાનમાં રહેતું નથી, તેથી મનની શુદ્ધતા થતી નથી. અને મનની અશુદ્ધતાવડે જીવની અશુદ્ધતા રહે છે, અને મનની શુદ્ધતા થએથી જીવની શુદ્ધતા થાય છે. જીવ પોતે તો ભગવાનનો અંશ છે માટે શુદ્ધ છે. માટે જીવનાં સ્વરૂપમાં અશુદ્ધતા નથી. જીવનું મન અશુદ્ધ છે તેથી જીવ અશુદ્ધ કહેવાય છે, તેથી જ્યારે મનની શુદ્ધતા થાય ત્યારે જીવની શુદ્ધતા થાય છે એટલા સારુ મનની શુદ્ધતા પહેલાં થવી જોઇએ. તે સારુ મન સદા ભગવાનમાં પરોવી રાખવું તે મન કયારે પરોવેલું રહે કે જ્યારે એ જીવ સદા ભગવાનનું સેવન દેહ વડે કરે, ધન વડે કરે, ત્યારે તેના મનને નિત્ય અભ્યાસ ભગવાનમાં થાય. એટલા સારુ દેહ તથા ધન વડે હરિનું સેવન નિત્ય કરવું, જેથી કરીને આ જીવનું મન સદા ભગવાનમાં રહ્યું આવે. માટે મનનો અભ્યાસ ભગવાનમાં થવા સારુ સાધન એ જ છે કે, દેહ તથા ધન વડે સેવા કરવી. જો દેહ વડે સેવા ન કરે અને એકલી ધન વડે જ સેવા કરે, તો પણ માનસી સેવા સિદ્ધ ન થાય, કારણ કે, બીજા પુરુષને ધન આપીને તેની પાસેથી પોતાના ઠાકુરજીની સેવા કરાવે તેમાં તેના પોતાના મનને અભ્યાસ થતો નથી, માટે દેહ તથા ધનની સેવાને સાધનરૂપ કહી, ફલરૂપ નહી, એકલી માનસી સેવાને જ ફલરૂપ કહી કારણ કે, દેહ તથા ધનની સેવા મનની પ્રીતિપૂર્વક કરે ત્યારે જ મનને અભ્યાસ થાય છે, અને ભગવાનમાં અભ્યાસ થવાથી મન ભગવદ્રૂપ થાય છે, ત્યારે જ મનની અવિદ્યા મનમાંથી ખસે છે, અને મનમાંથી જ્યારે અવિદ્યા ખસે છે ત્યારે સંસારમાં જે આ જીવે સર્વ પદાર્થ પોતાના કરીને માનેલા છે કે, આ સર્વ વસ્તુ મારી છે, તે વાતનું એને સત્ય જ્ઞાન થાય છે કે, આ સર્વ વસ્તુ મારી નથી. ભગવાને સર્વ વસ્તુ ઉત્પન્ન કરેલી છે માટે એ મ્હારી કહેવાતી સર્વ વસ્તુ ભગવાનની છે અને મને પણ ભગવાને ઉત્પન્ન કરેલો છે તથા અગ્યાર ઇન્દ્રિયો પણ ભગવાને આપી છે, માટે મારો દેહ તથા હું પણ ભગવાનના જ છીએ, એવું જ્ઞાન થાય છે ત્યારે પોતાને વિષે તથા આ જગતને વિશે બ્રહ્મરૂપ બુદ્ધિ થાય છે તેથી આ જીવની અહંતા તથા મમતા છૂટી જાય છે, જ્યારે અહંતામમતા છૂટે છે ત્યારે અહંતામમતાથી ઉત્પન્ન થયલું જે દુઃખ તે પણ છૂટી જાય છે, કારણ કે જેટલું દુઃખ આ જીવને થાય છે તે અહંતામમતાથી જ થાય છે. માટે બધા દુઃખનું મૂલ અહંતામમતા છે. કોઇએ એ જીવને કડવું વચન

કહ્યું તે ઉપરથી આ જીવને ક્રોધ ચઢે છે કે એણે મને કડવો બોલ કહ્યો ? એમાં કારણ હું પદવીનું અભિમાન છે, તે અભિમાનવડે આ જીવનાં શરીરમાં ક્રોધ આવે છે, તે ક્રોધવડે તેની સાથે લડવાને તૈયાર થાય છે, મારામારી કરે છે, તેમાંથી કોઈવાર એક બીજા ઉપર ઘાત કરે છે એટલે કર્મબંધનના ફાંસામાં જઈને પડે છે એટલું બધું દુઃખ અહંતાવડે થાય છે. તેમજ મમતા એટલે આ દેહ તથા સ્ત્રીપુત્રાદિક મારાં છે એવું જે જાણવું તેનું નામ અહંતા કહે છે. મમતાવડે પોતાનો દેહ તથા સ્ત્રી પુત્રાદિકનું પોષણ કરવા સારૂ પોતાની પુંજી ઉપરાંત રોજગાર કરવા જાય છે તેમાં પુંજી ખોઈ બેસે છે. અને કરજદાર થઇ જાય છે, પછી કરજ આપવાનું એનામાં સામર્થ્ય રહેતું નથી; તેથી તે કરજ આપવા સારૂ પાછો તે જીવને જન્મ લેવો પડે છે, એ રીતે મમતાવડે કુડકપટ છલ ઈત્યાદિક કરે છે, તેથી કર્મબંધનના ફાંસામાં જઇને પડે છે, એ રીતે અહંતામમતાથી અનેક પ્રકારનાં દુઃખ આ જીવને ભોગવવાં પડે છે એ અહંતા મમતા એ જીવને બ્રહ્મરૂપ જ્ઞાન જગત્ વિષે તથા પોતાને વિષે થયું નથી તેથી ઉઠે છે. જો એને બ્રહ્મરૂપતાનું જ્ઞાન જગત્‌ને વિષે તથા પોતાને વિષે થાય તો અહંતામમતાથી જીવ છૂટે. પ્રાણીમાત્રમાં ભગવાન બિરાજે છે એવું જો જ્ઞાન સર્વ સાથે રાખે તો ટંટો કરવા નિંદા કરવામાં કોઇને કડવો સુકન કહેવામાં તથા તેના પૈસા ઘાલવામાં સર્વ ઠેકાણે ભગવાનનો ભય તેના મનમાં રહે છે તેથી તે જીવ કર્મબંધનના ફાંસામાં આવતો નથી તેથી પણ કોઇને એ રીતનું દુઃખ ભોગવવું પડતું નથી. એ કર્મબંધનના ફાંસામાંથી છોડવનાર એક મનની પ્રીત ભગવાનના સેવનમાં છે તે જ છે. શ્રીભાગવતના દ્વાદશસ્કંધમાં કહ્યું છેઃ—

परिचर्या भगवत आत्मनो दुरितक्षयः ।

**અર્થ**ઃ—ભગવાનની સેવા જે છે તે જીવના સર્વ પાપનો નાશ કરે છે અને ગીતાજીના ત્રિગુણવિભાગઅધ્યાયમાં પણ ભગવાને કહ્યું છેઃ—

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेव्यते ।
सगुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥

**અર્થ**ઃ—ભગવાન કહે છે કે, હે અર્જુન ! મને જે પુરુષે અનન્ય ભક્તિવડે સેવે છે તે પુરુષ નિર્ગુણ થઇને બ્રહ્મભાવને પામે છે એ રીતે અનન્ય ભક્તિના સેવનવડે જ જગત્‌ને વિષે બ્રહ્મભાવ ઉત્પન્ન થાય છે. બ્રહ્મભાવ એટલે ભગવાનના સ્વરૂપનો ભાવ પ્રાણિમાત્રમાં ઉત્પન્ન થાય છે તેનું નામ બ્રહ્મભાવ કહે છે. હવે ભક્તિ શબ્દનો અર્થ નારદ હો છે,—

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।
स्नेहो भक्तिरितिप्रोक्तः तया मुक्तिर्न चान्यथा ॥

અર્થ:—પ્રભુમાં માહાત્મ્યજ્ઞાનસહિત અને સર્વથી અધિક દૃઢ એવો જે ભગવાનમાં સ્નેહ તેનું નામ શાસ્ત્રમાં ભક્તિ કહેવાય છે. એવી ભક્તિવડે જીવનું જન્મમરણ છૂટે છે, બીજે પ્રકારે મોક્ષ થતો નથી. એ રીતે મનની દૃઢ પ્રીત ભગવાનમાં હોય તેનું નામ ભક્તિ છે, માટે માહાત્મ્યજ્ઞાનસહિત પ્રીત જોઈએ. માહાત્મ્યજ્ઞાનનો અર્થ એ છે કે ભગવાન દેવતાઓના પણ દેવ છે, માટે સર્વના રાજા છે, તે રાજાની ચાકરી જેમ ભયસહિત તેના ચાકર કરે છે, તેમ ભગવાનની સેવા ભગવાનને એવા જાણીને ભયસહિત કરવી, બીજું માહાત્મ્યજ્ઞાન એ કે ભગવાન પોતાની ઇચ્છાવડે સર્વ જગદ્રૂપ અંશે કરીને થયા છે, માટે કોઈ પ્રાણીનો અપરાધ કરીશ તો તેમાં જે ભગવાન છે તે મારા ઉપર અપ્રસન્ન થશે, અને દંડ કરશે એ બે રીતનું માહાત્મ્યજ્ઞાન ભક્તને રાખવું. ત્રીજું સેવાવિરોધી માહાત્મ્યજ્ઞાન ન રાખવું. જેમ આસુરી જીવો કહે છે કે વેદમાં કહ્યું છે કે, ભગવાનને ભુખ તરસ નથી, શીતલતા ઉષ્ણતા નથી, પણ અજ્ઞાની લોકો ભગવાનને ભોગ ધરે છે, પાણી ધરે છે, શીઆળામાં દેવતાની સગડી તાપવા સારૂં મૂકે છે, ઉનાળામાં પંખા કરે છે, એ રીતે કરનારા જીવો ભગવાનના સ્વરૂપને માણુસ બરાબર ગણે છે માટે પાપી છે, એ રીતે કહીને ભગવાનના સેવનથી તેને ભ્રષ્ટ કરાવે છે, પણ ભગવાનની સેવાની રીત જે વેદ પુરાણોમાં કહી છે, તે ભગવાનને માણુસ જેવા જાણીને કહી નથી, ભગવાનને ભુખ, તૃષા, શીત, ઉષ્ણતા જલ્દી લાગતી નથી, તથાપિ આપણે સમય અનુસાર સર્વ કરવું ઘટે છે; કારણ કે, આપણી પાસે જે સત્તા છે તે ભગવાનની આપેલી છે, આપણી મેળવેલી નથી તેથી જેની સત્તા છે તે તેને પાછી ન આપે તો તે પુરુષ કૃતઘ્ની અને દેવાળીઓ કહેવાય છે માટે આપણે તો ભગવાનને રાજાના રાજા અને દેવના દેવ જાણીને તેની રાજ રીત પ્રમાણે સેવા કરવી. જો રાજ રીત પ્રમાણે સેવા ન કરે ત્યારે દાસ શાનો કહેવાય ? ચાકરી કરે તેજ ચાકર કહેવાય. માટે દાસનો ધર્મ એ જ છે કે પોતાના ધણીને અર્પણ કરીને પછી તે વસ્તુનો ઉપયોગ કરવો. ધણીની વસ્તુના ઉપયોગ પોતે એકલાએ જ નહી કરવો અને શીત ઉષ્ણતા ભગવાનને લાગતી નથી તથાપિ વાત્સલ્યતાભાવ રાખતાં શીત ઉષ્ણતા ન તપાસે તો વાત્સલ્યતાભાવનો નાશ થાય માટે શાસ્ત્રમાં કહ્યું છે.—

यथा देहे तथा देवे ।

**શ્લોકઃ-परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानंदकं बृहत् ।**
**द्विरूपं तद्धि सर्वं स्यादकं तस्माद्विलक्षणम् ॥३॥**

पदानि–[1]परं [2]ब्रह्म [3]तु [4]कृष्णः [5]हि [6]सच्चिदानंदकं [7]बृहत् [8]द्विरूपं [9]तत् [10]हि [11]सर्वं [12]स्यात् [13]एकं [14]तस्मात् [15]विलक्षणम्.

સાન્વયપદાર્થઃ–[5]हि જે હેતુ માટે (શ્રૃતિ સ્મૃતિ વગેરેમાં શ્રીકૃષ્ણને જ પૂર્ણાનંદ કહેલા છે માટે [1]परं પર [2]ब्रह्म બ્રહ્મ [3]तु તો [4]कृष्णः કૃષ્ણ (છે અને) [6]सच्चिदानंदकं સત્ ચિત્ અને આનંદ જેમાં થોડાક છે અર્થાત્ જેનો આનંદ ગણી શકાય છે એવું [7]बृहत् અક્ષરબ્રહ્મ (છે અને) [9]तत् તે (અક્ષર બ્રહ્મ) [10]हि નિશ્ચયે કરીને [13]एकं એક [11]सर्वं સર્વ જગત્રૂપ (અને એક) [14]तस्मात् તે (જગત્રૂપ) થી विलक्षणं બીજું (જ્ઞાનિ લોકોને ઉપાસના કરવાયોગ્ય એમ) [8]द्विरूपं બે રૂપવાળું (માનેલું છે) [12]स्यात् થાય.

---

**અર્થઃ**—માટે શાસ્ત્રમાં ભગવાનને વિષે દેહવત્ વાત્સલ્યતા રાખીને સેવા કરવી કહી છે. જો વાત્સલ્યતા ન રાખે તો સ્નેહનો નાશ થાય માટે આસુર સિદ્ધાન્ત વેદવિરુદ્ધ છે અને સેવાવિરુદ્ધ છે મા વાત્સલ્યતા ભાવ વિષે માહાત્મ્ય જ્ઞાન ન રાખવું એ વેદ સિદ્ધાન્ત છે. આસુરી લોકો વેદના એક પક્ષને લઇને બોલે છે, પણ વેદના બીજા પક્ષને માનતા નથી પણ વેદનો અર્થ બધા પક્ષ સાથે મેળવીને કરવો કહ્યો છે તે રીતે નારદજી વ્યાસજી આદિ લઇને બીજા ઋષિઓએ વેદના સર્વ પક્ષને મેળવીને સેવામાર્ગ કહ્યો છે તે જ પ્રમાણે ચાલવું. એટલાસારૂ ભગવાનનું માહાત્મ્યજ્ઞાન જેટલે ઠેકાણે રાખવું કહ્યું તેટલે જ ઠેકાણે રાખવું. ઈશ્વરને સર્વશક્તિમાન્ સર્વના કર્ત્તા સ્વરૂપ સર્વેના ધણી સર્વ વ્યાપક જાણીને તેનો ભય રાખવો એવું માહાત્મ્યજ્ઞાન અવશ્ય રાખવું જોઇએ, એ માહાત્મ્યજ્ઞાન ન રાખે તો કર્મબંધનની ફાંસી એના ગળામાં પડે તેથી જન્મોજન્મમાં એ જીવ દુઃખ પામે એટલા સારૂ શ્રીમહાપ્રભુજી ત્રીજા શ્લોકમાં પૂર્ણપુરુષોત્તમનું સ્વરૂપ તથા જગતનું સ્વરૂપ શું છે તેનું વર્ણન કરે છેઃ—

ટીકા—આગળ કહેલી રીતે તનુજા અને વિત્તજારૂપી સાધન સેવા કરવાથી અહંતામમતાત્મક સંસાર સંબંધી દુઃખની નિવૃત્તિ, અને પોતાના આત્મામાં અને આ પ્રપંચમાં બ્રહ્મપણાનું જ્ઞાન થાય તે રૂપી અવાંતર (વચમાંનુ) ફલ છે. તેને જ જો માનસી સેવાની પરમ સીમા (ફલ) માનીએ તો તે ભક્તિમાર્ગનું ફલ થયું કહેવાય નહિં. તેથી તેમ ન થવા માટે ફલનો સાર અને પ્રમેયનો સાર સાડાનવ શ્લોકથી કેહેવા સારૂ "परं ब्रह्म तु कृष्णो हि" એ શ્લોકવડે પ્રથમ અવાંતર પ્રમેયનું નિરૂપણ કરે છે. કે આગળ કહેલા જ્ઞાનના વિષયરૂપ અક્ષરબ્રહ્મને જ પરબ્રહ્મ નહિ સમજવા [हि] કારણ કે " कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ॥ तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते कृष् આ શબ્દ ભૂવાચક એટલે સત્તાવાચક છે અને, ણ, એ શબ્દ નિવૃત્તિ એટલે આનંદ, કે, સુખ વાચક છે ( તેથી સદ્ અને આનંદ એ ) બે શબ્દો મળીને (સદાનંદ —સચ્ચિદાનંદ.) પરં બ્રહ્મ, એવા કૃષ્ણ એ રીતે કહેવાય છે." એ રીતે નારાયણ ભટ્ટે કરેલી, ગોપાલપૂર્વતાપન્યુપનિષદ્‌ની ટીકામાં કહેલી આ શ્રુતિના વ્યાખ્યાનથી, યશોદાજીએ પોતાના ઉત્સંગમાં લાડ લડાવેલા શ્રીકૃષ્ણને જ પરબ્રહ્મ કહેલા છે. વળી ગોપાલપૂર્વતાપન્યુપનિષદ્‌માં આવી આખ્યાયિકા છે કે "ॐ मुनयो ह वै ब्रह्माणमूचुः कः परमो देवः, कुतो मृत्युर्बिभेति, कस्य विज्ञानेनाऽखिलं विज्ञातं भवति, केनेदं विश्वं संसरति इति ॥ २ ॥ ( કોઇ વખત બ્રહ્માના પુત્ર સનકાદિકોએ પોતાના પિતા બ્રહ્માજીને પુછયું કે, પરમ ( એટલે સર્વોત્કૃષ્ટ દેવ કોણ છે, કોનાથી મૃત્યુ બ્હીએ છે; કોને જાણવાથી આ બધું જગત્ જાણવામાં આવે છે અને કોનાથી આ બધું જગત ઉત્પન્ન થાય છે ?" એ રીતે પુછયા પછી તે જ ગોપાલવિદ્યાથી " तदुहोवाच ब्राह्मणः, श्रीकृष्णो वै परमं दैवतम् ॥ ३ ॥ गोविंदान्मृत्युर्बिभेति ॥ ४ ॥ गोपीजनवल्लभज्ञानेन तज्ज्ञानं भवति ॥५॥ स्वाहयेदं संसरतीति ॥ ६ ॥ બ્રહ્માજી ઉત્તર કહે છે કે શ્રીકૃષ્ણ જ સર્વત્ર પ્રસિદ્ધ પરમ દૈવત છે. ગોવિંદથી મૃત્યુ બીએ છે અથવા ગોવિંદ એટલે જ્ઞાને કરીને જાણવા યોગ્ય, કે પામવા યોગ્ય એવા શ્રીકૃષ્ણથી મૃત્યુ બ્હીએ છે. ગોપીજનવલ્લભને જાણવાથી બધું જાણવામાં આવે છે. અને તે જ પ્રભુની સર્વ કરણ સમર્થ શક્તિવડે આ જગત્ ઉત્પન્ન થાય

છે." એ રીતે બ્રહ્માજીએ રહસ્ય અર્થ કહ્યો ત્યારે તે અર્થને વિશેષતાથી જાણવાની ઇચ્છાવાળા સનકાદિકોએ " तदुहोचुः કહ્યું કે कः कृष्णो, गोविंदश्च, कोऽसाविति गोपीजनवल्लभः कः का स्वाहेति ॥ ७ ॥ કૃષ્ણ કોણ છે, અને ગોવિંદ કોણ છે, તેમજ, ગોપીજનવલ્લભ કોણ; અને સ્વાહા કોણ છે ?" એ રીતે તેણે કરેલા પ્રશ્નના ઉત્તરમાં " तानुवाच ब्राह्मणः पापकर्षणो, भूमिवेदविदितो विदिता, गोपीजनाऽविद्याकलाप्रेरकस्तन्माया चेति " ॥ ८ ॥ તે સનકાદિકોને બ્રહ્માજી કહે છે કે ભકતોના પાપને ખેંચનારપણું છે તેથી અથવા આગળ કહેલી શ્રુતિવડે કહેલા સચ્ચિદાનંદ, તે જ કૃષ્ણ, ભૂમિ, અને વેદે જાણેલા તેમ જ તેને જે જાણનારા તે ગોવિંદ, સર્વને રક્ષણ કરનારી બધી શક્તિઓના સમુદાય અવિદ્યા અને કલાઓના જે પ્રેરક એટલે ચલાવનાર છે, તે ગોપીજનવલ્લભ અને આગળ કહેલી રીતે ઇશ્વરને આધીન એવી જે માયાશક્તિ તે સ્વાહા." એ રીતે કહીને ફલિતાર્થ કહે છે કે " सकलं परं ब्रह्मैव तत् ॥ ९ ॥ ઉપર કહેલા મંત્રમાં પ્રતિપાદન કરેલા માયાશક્તિસહિત શ્રીકૃષ્ણ, પરં બ્રહ્મ છે." માટે " यो ध्यायति रसति भजति सोऽमृतो भवति सोऽमृतो भवति" ॥१०॥ "જે પુરુષ એનું ધ્યાન કરે છે તેના મંત્રનો જપ કરે છે અને તેની ભક્તિ કરે છે તે મરણથી છુટે છે. મોક્ષને પામે છે.)" એ રીતે કહ્યા પછી સનકાદિકોએ પરબ્રહ્મનું સ્વરૂપ પુછયું ત્યારે तदुहोवाच हैरण्यो, गोपवेशमभ्राभं तरुणं कल्पद्रुममाश्रितम् । બ્રહ્માજી કહે છે કે, ગોપનો વેશ ધારણ કરનાર, સમુદ્રની પેઠે ગંભીર અને અપાર, અથવા સજલ મેઘના સરખી શ્યામ કાંતિવાળા તરુણ એટલે નવયૌવનવાળા અથવા જરાદિ દોષ રહિત અને કલ્પવૃક્ષની નીચે સિંહાસન માથે રહેલાં કમલ ઉપર બિરાજતા એવા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે અને તેને મનવડે ચિંતન કરનારો પુરુષ સંસારથી મુક્ત થાય છે. ઇત્યાદિક પ્રશ્નોત્તરથી શ્રીકૃષ્ણ જ પરમ દેવ છે એમ નિશ્ચય કરાવીને, તે પછી "तदुहोवाच ब्रह्मसवनं चरतो मे ध्यातः स्तुतः परार्द्धांते सोऽबुद्ध्यत गोपवेशो मे पुरुषः पुरस्तादाविर्बभूव ॥ २७ ॥ બ્રહ્મા સનકાદિકને કહે છે કે પ્રથમપરાર્દ્ધમાં એટલે મારાં પચાસ વર્ષની અંદર રહેલો હું તેણે ધ્યાન કરાયલા અને સ્તુતિ કરાયલા પરમેશ્વર પરાર્દ્ધની રાત્રિને અંતે એટલે સવાર વખતે ગોપના

સરખો છે વેશ જેનો એવા પુરુષરૂપ ભગવાન યોગનિદ્રાથી ઉઠયા અને મારી આગળ પ્રકટ થયા." તેમજ સમાપ્તિમાં પણ "तस्मात्कृष्ण एव परो देवस्तं ध्यायेत्तं रसयेत्तं यजेत्तं भजेदिति ॐतत्सदिति (લુપ્ત નહિ થાય તેવાં ચૈતન્યૈકરસપણું છે) માટે કૃષ્ણ જ પરબ્રહ્મ છે તેનું ચિંતન કરવું તેના નામનો જ જપ કરવો, તેનું યજન કરવું, અને તેનું જ પ્રેમપૂર્વક સેવન કરવું" એ રીતે આ બધી શ્રુતિઓથી ખુલ્લી રીતે સિદ્ધ થાય છે કે પરં બ્રહ્મ તો કૃષ્ણ જ છે. વળી શ્રીભાગવત પ્રથમ સ્કંધના ત્રિજા અધ્યાયના આરંભથી લઇને "ऋषयो मनवो देवा मनुपुत्रा महौजसः ॥ हरेरेव कलाः सर्वे सप्रजापतयस्तथा ॥ ઋષયો મનુ અને દેવતાઓ તેમ જ પ્રજાપતિઓ સહિત, મહોટા સામર્થ્યવાલા મનુના પુત્રો, એ સઘલા શ્રીહરિની જ કલાઓ છે અર્થાત્ શ્રીભગવાનના કલાવતારો છે" એમ કહીને પછી-છેવટ "एते चांशकलाः पुसः कृष्णस्तु भगवान्स्वयम्" એ આગલ કહેલા બધા, શ્રીભગવાનના કોઈ અંશાવતાર, કોઈ કલા-અવતાર છે અને કૃષ્ણ તો પોતે છ ઐશ્વર્યરૂપ ધર્મવાલા ધર્મી પૂર્ણ પુરુષોત્તમ છે" એ જ વાત શ્રીગીતાજીના ૧૫મા અધ્યાયની સમાપ્તિમાં શ્રીપ્રભુએ જ કહી છેઃ-

" उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

અર્થઃ-ઉત્તમ પુરૂષ એટલે પુરૂષોત્તમ તો બીજા છે, કે જે પરમાત્મા એવા નામથી કહેલા છે અને જે અવિનાશી અને સર્વ જગત્‌ને નિયમમાં રાખનારા અને ત્રણે લોક વિષે રહિને તેનું ભરણ પોષણ કરે છે. તેમ જ જે કારણ માટે હું ક્ષરથી અતીત એટલે પર છું અને અક્ષરથી પણ ઉત્તમ છું માટે લોકમાં અને વેદમાં પુરુષોત્તમ એ નામથી પ્રસિદ્ધ છું."

વળી--

" परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥

અને અલૌકિક પુરુષ તમે છો તેમ જ જન્મરહિત વ્યાપક એવા આદિદેવ તમે છો."

એ રીતે પ્રમાણભૂત વાક્યોના સમુદાયથી કૃષ્ણને પરંબ્રહ્મ કહેલા છે એવા હેતુથી મૂલમાં કહેલું છે કે परं ब्रह्म तु कृष्णः પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણ છે અને સત્ ચિત્ અને આનંદ જેમાં અલ્પ (ઓછા) છે અર્થાત્ શ્રુતિઓમાં જેની ગણના કરી શકાયલી છે એવા ગણિતાનંદવાલું અક્ષરબ્રહ્મ છે અને તે આનંદની ગણના તૈત્તિરીયોપનિષદ્‌માં તથા બૃહદારણ્યકોપનિષદમાં કરેલી છે કે આનંદ એક અસાધારણ પદાર્થ છે; માટે જન્મથી આનંદનેજ ઇચ્છનારાં સર્વ પ્રાણિઓ હોય છે અને તેને મેળવવા સારૂજ બધા પ્રયત્નો કરે છે. અને તે આનંદ એક અજ્ઞાનથી માનેલો લોકસંબંધી લૌકિક, અને બીજો ઈશ્વર સંબંધી અલૌકિક એમ બે તરેહનો છે, તેમાં સાધારણ મનુષ્યને જે આનંદ હોય છે તેથી સોગુણો આનંદ સાર્વભૌમ ( બધી ભૂમિના ) રાજાને હોય છે. આને મનુષ્યાનંદ કહે છે, અને તેવા મનુષ્યાનંદથી સોગુણો આનંદ મનુષ્યગંધર્વને હોય છે. તેથી સો ગુણો દેવગંધર્વને હોય છે કે જે દેવગંધર્વની એક જાતિ હોય છે અને જેઓ અપ્સરાઓની સાથે છે, તે દેવગંધર્વોનાથી સોગુણો આનંદ પિતૃ લોકોને હોય છે. અને તેથી સોગુણો આનંદ જે શ્રૌત અને સ્માર્ત કર્મવડે દેવ થયા હોય તેને હોય છે તેમાં પણ સ્માર્ત કર્મથી થયલા દેવના કરતાં શ્રૌત કર્મથી થયલા દેવોને વધારે આનંદ હોય છે અને તે બન્ને પ્રકારના દેવના આનંદ કરતાં સોગુણો પોતે જાતિથી જ જે દેવ છે તેને હોય છે તેથી સોગુણો આનંદ તેના સ્વામી ઈંદ્રને હોય છે, તેથી સોગુણો આનંદ બૃહસ્પતિને હોય છે, તે કરતાં સોગુણો આનંદ બ્રહ્માજીને હોય છે અને તેથી સોગુણો આનંદ અક્ષરબ્રહ્મને છે એ રીતે અક્ષરસુધિના આનંદની ગણના કરેલી છે માટે અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે અને સદાનંદ પુરુષોત્તમ અગણિતાનંદ છે માટે પરબ્રહ્મ તો શ્રીકૃષ્ણ છે એમ સમજવું.

ટિપ્પણ–આ ઠેકાણે આટલું સમજવાનું છે કે, " ॐसच्चिदानंदरूपाय कृष्णायाक्लिष्टकारिणे । नमो वेदांतवेद्याय गुरवे बुद्धिसाक्षिणे "॥ સત્ ચિત્ અને આનંદ છે સ્વરુપ જેનું, અક્લિષ્ટ એટલે કલેશ નહિ થાય તેવું કામ

કરનારા, અથવા અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ એવા પાંચ ક્લેશ રહિત, વેદાંત એટલે ઉપનિષદ્ તેથી જ એક જાણવા યોગ્ય, કે પામવા યોગ્ય, સર્વના ગુરુ એટલે હિતોપદેશ દેનારા, અને બુદ્ધિના સાક્ષી અર્થાત્ સર્વ ઇંદ્રિયો, પ્રાણ, મન, અને બુદ્ધિના સાક્ષી એવા શ્રીકૃષ્ણને હું નમન કરૂં છું." એ રીતે ગોપાલપૂર્વતાન્યુપનિષદ્‌માં પ્રથમ શ્રીકૃષ્ણનું વર્ણન કરેલું છે તેમ જ "सत्यं ज्ञानमनंतं ब्रह्म" આ શ્રુતિમાં સત્ય–જ્ઞાન, અને અનંત, એ ત્રણ વિષે પણ છે અને તેઓનું વિષેષ્ય બ્રહ્મ છે, પરસ્પર–એકબીજાના સંબંધની અપેક્ષા નહી રાખીને બધાં વિશેષણોનો માત્ર વિશેષ્ય સાથે સંબંધ હોય છે, કાંઈ વિશેષણોનો પરસ્પર સંબંધ હોતો નથી એવો નિયમ છે માટે અહિં સત્ય અને અનંત એવું જે જ્ઞાન, તે બ્રહ્મ છે એવો અર્થ નહીં કરતાં સત્ય એટલે ત્રણે કાળમાં જેનો બાધ થતો નથી અર્થાત સત્તારૂપ તે બ્રહ્મ છે, અને જ્ઞાન એટલે જ્ઞાનઘન અર્થાત ચૈતન્યરૂપ પણ બ્રહ્મ છે. તેમ જ અનંત એટલે આટલામાં જ છે એવા પરિમાણ રહિત અર્થાત્ વ્યાપક પણ બ્રહ્મ છે, "એવી રીતે તૈત્તિરીયોપનિષદ્‌ની શ્રુતિમાં અક્ષરબ્રહ્મનું વર્ણન કરેલું છે. એમ શ્રીકૃષ્ણ–પરબ્રહ્મ અને અક્ષરબ્રહ્મ એ બેયના વિષયમાં શ્રુતિ અભેદનું પ્રતિપાદન કરે છે અને સમાનપણું પણ બતાવે છે, કેમ કે શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદરૂપ છે અને અક્ષરબ્રહ્મ પણ સચ્ચિદાનંદરૂપ છે; માટે આ ઠેકાણે એવા કોઈ વિશેષ ધર્મથી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ અને અક્ષરબ્રહ્મ એ જુદા સમજવામાં આવતા નથી માટે કૃષ્ણ અને અક્ષરબ્રહ્મ એક નહી હોય શું ? એવી શંકા થાય છે તો તે શંકા દૂર કરવા માટે મૂલમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે "सच्चिदानंदकं बृहत्" સત્ ચિત અને આનંદ જેમાં થોડાં છે એવું અક્ષરબ્રહ્મ છે. અર્થાત પરબ્રહ્મ શ્રીકૃષ્ણથી અક્ષરબ્રહ્મને જુદું પાડવા સારૂ અલ્પાર્થમાં क એ પ્રત્યય મૂકેલો છે તેથી સમજવું કે શ્રીકૃષ્ણ પૂર્ણાનંદ છે અને અક્ષરબ્રહ્મ તેથી ન્યૂન આનંદવાલું છે તેથી શંકા થવી યોગ્ય નથી. તેમાં પણ અક્ષર, અને પુરુષોત્તમ એ બન્ને આનંદાત્મક છે તેથી તેનો પરસ્પર અભેદ ગણેલો છે અને તે અભેદનો અર્થ પણ ભેદનો અભાવ તે, અભેદ એમ કરેલો નથી અને અમિત્રાદિની પેઠે ભેદવિરુદ્ધ સંપતરૂપ ગણેલો છે, જેમ કે અમિત્રશબ્દ છે એનો અર્થ એવો

નથી કે અમિત્ર એટલે મિત્રનો અભાવ, પણ એવો છે કે, અમિત્ર એટલે મિત્રવિરુદ્ધ સંપત્ અર્થાત્ અમિત્ર એટલે શત્રુ. તેમ અહીં અભેદ એટલે ભેદવિરૂદ્ધ સપદ્રૂપ તાદાત્મ્યભેદ સમજવો. વળી સત ચિત્ અને આ-નંદ, એ શ્રીભગવાનના ગુણો અને ત્રણે ધર્મરૂપી; અક્ષરબ્રહ્મ છે અને તેથી થયલું આ જગત્ છે, માટે સચ્ચિદાનંદપણું એ અક્ષરમાં છે અને આ જગતમાં પણ છે પરંતુ ભેદ એટલો છે કે જડપદાર્થોમાં સદંશ દેખાય છે અને ચિદંશ, અને આનંદાંશ ઢંકાયલા છે. જીવમાં સદંશ અને ચિદંશ દેખાય છે, અને આનંદાંશ ઢંકાયલો છે, અક્ષરમાં એ ત્રણે વસ્તુઓ ઉઘાડી દેખાય છે. પણ અક્ષરમાં પુરુષોત્તમથી જુદાઇ બતાવનારો સાધારણ ગુણ એ છે કે, અક્ષરનો આનંદ ગણિતાનંદ છે અને પુરુષોત્તમમાં પૂર્ણાનંદ છે. તેથી પૂર્ણાનંદ તો શ્રીકૃષ્ણ જ છે અને અક્ષર, ગણિતાનંદ છે. અને તે અક્ષરબ્રહ્મ એક સર્વ જગતૂરૂપ અને બીજું આ જગતથી જુદું જ, કે જેની ઉપાસના જ્ઞાની લોકો કરે છે અને પામે છે તે, એમ બે રૂપવાળું કહેલું છે.

---

અર્થઃ--પરબ્રહ્મ એટલે પૂર્ણપુરુષોત્તમ તો એક શ્રીકૃષ્ણ છે તે સચ્ચિદાનંદસ્વરૂપ છે તે શ્રીકૃષ્ણનું આધ્યાત્મિક સ્વરૂપ અક્ષર બ્રહ્મ છે તે પણ સચ્ચિદાનંદસ્વરૂપ છે. તે અક્ષરબ્રહ્મનાં બે સ્વરૂપ છે, તેમાં એક સ્વરૂપ જગદ્રૂપ થયું છે અને બીજું સ્વરૂપ જગતથી જુદું છે, એ મૂલ શ્લોકનો અર્થ છે. હવે આ શ્લોકનો ભાવાર્થ કહીએ છીએ, એ શ્લોકમાં શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે પૂર્ણપુરુષોત્તમ તો એક શ્રીકૃષ્ણ છે એ વાત નિશ્ચયે કરીને વેદમાં કહી છે, વેદના ગોપાલતાપનીયઉપનિષદ્‌માં કૃષ્ણનામનો અર્થ કરેલો છે કે કૃષ્ શબ્દનો અર્થ સત્ અને ણ શબ્દનો અર્થ આનંદ તે સત્ અને આનંદ એ બે પદ એકઠાં કરીએ ત્યારે સદાનંદ એવું સિદ્ધ થાય, તે સદાનંદસ્વરૂપ જે પૂર્ણપુરુષોત્તમ છે તેને વેદ કૃષ્ણ નામે કરીને કહે છે, અને શ્રીકૃષ્ણ છે તે પૂર્ણ બ્રહ્મ છે એવું યજુર્વેદની શ્રુતિમાં પણ કહ્યું છે. વેદનો અર્થ એટલે વેદમાં ફલરૂપ સ્વરૂપ શ્રીકૃષ્ણ છે એવું કૃષ્ણઉપનિષદ્‌માં કહ્યું છે એ વેદનાં વચન અમે ચોપાયાનિમાં લખી શકતા નથી, એ જ વેદનો અર્થ ભાગવતમાં તથા ગીતાજીમાં વ્યાસજીએ કહેલો છે, જેટલી વાર્તા ભાગવતમાં કહી છે તેટલી વાર્તા ખચિત કરીને જાણવી. અને વેદને વિષે પુરાણોને વેદરૂપ કહેલા છે, માટે પુરાણનાં વચન સર્વએ માનવાં કહ્યાં છે. ગૌતમીતંત્રના અરાઢમા અર્ણવમાં કૃષ્ણશબ્દનો

અર્થ વેદ વચન પ્રમાણે કરેલો છે:—

कृषिशब्दश्च सत्तार्थो णश्चानंदस्वरूपकः ।
सुखोरूपो भवेदात्मा भावानंदमयत्वतः ॥

અર્થ:—કૃષ્ શબ્દ છે તે સત્‌નો વાચક છે અને ણ શબ્દ છે તે આનંદનો વાચક એવા જે સદાનંદ સ્વરૂપ તેને કૃષ્ણ કહે છે. મોટા ગૌતમી તંત્રમાં કહ્યું છે:—

कृषिशब्दो हि सत्तार्थो णश्चानंदवाचकः ।
सत्तास्वानंदयोर्योगात् चित् परब्रह्म चोच्यते ॥

અર્થ:—કૃષિ શબ્દ સત્‌નો વાચક ણ શબ્દ આનંદનો વાચક એ બન્નેના યોગ વડે ચિત્ત એટલે ચૈતન્ય રૂપ એવા જે પૂર્ણ બ્રહ્મ તેને કૃષ્ણ નામે કરીને વેદમાં કહે છે. એ રીતે વેદમાં જેને કૃષ્ણ કહ્યા છે તે પૂર્ણપુરુષોત્તમ છે, તે જ સચ્ચિદાનંદ નામે કરીને વેદમાં કહ્યા છે માટે શ્રીમહાપ્રભુજીએ પૂર્ણપુરુષોત્તમનું નામ આ શ્લોકમાં સચ્ચિદાનંદ સ્વરૂપ કહ્યું છે તે પૂણ પુરુષોત્તમનું જે અક્ષર ધામ છે તેમ પૂર્ણપુરુષોત્તમે પોતાના સત્ ચિત્, અને આનંદ એ ત્રણે અંશે કરીને મૂકેલા છે તેનું નામ અક્ષરબ્રહ્મ છે તેથી અક્ષર બ્રહ્મ પણ સચ્ચિદાનંદ કહેવાય છે, તે અક્ષરબ્ર ના ત્રણ અંશ જગતરૂપે થયા છે, સત્‌ના અંશ માંહેથી પંચ મહાભૂત જડપદાર્થ થયા છે, અને ચિત્‌ના અંશ માંહેથી ચૈતન્યરૂપ જીવ નીકળ્યો છે, અને આનંદના અંશ માંહેથી પરમાત્મા જેને સાક્ષીરૂપ કહે છે તથા જેને અંતયામી કહે છે તે નીકળ્યા છે, તે અંતર્યામી જીવમાં જૂદે સ્વરૂપે બિરાજે છે. એ રીતે અક્ષરબ્રહ્મનાં ત્રણ અંશથી આ જગત્ ઉત્પન્ન થયું છે, માટે આ જગતનું આધિદૈવિક સ્વરૂપ શ્રીકૃષ્ણ છે અને આધ્યાત્મિક સ્વરૂપ અક્ષરબ્રહ્મ છે, અને આધિભૌતિક સ્વરૂપ આ જગત છે એ રીતે શુદ્ધ અંશે કરીને આ જગત સાથે પૂર્ણપુરુષોત્તમની એકતા છે, માટે આ જગત સાથે શ્રીકૃષ્ણનું અદ્વૈતપણું છે, અદ્વૈત એટલે વચમાં કાલ, માયા કોઇ નહી, કેવલ ભગવાન્ છે, તેને અદ્વૈત કહે છે, અને શુદ્ધ ત્રણ અંશે કરીને મતનું નામ શુદ્ધાદ્વૈત છે, એ વાત યાદ રાખવી. એ જ વાર્તા ગીતાજીના પંદરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે કહી છે:—

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥
यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद् भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

**અર્થ**:—આ લોકને વિષે બે પુરુષ છે, તેમાં એક ક્ષર અને બીજો અક્ષર. તેમાં પ્રાણિમાત્ર ક્ષર છે, અને જેમાં એ પ્રાણિમાત્ર રહે છે, તે અક્ષર છે, એ બન્ને કરતાં શ્રેષ્ઠ પુરુષ અન્ય તે અક્ષર કરતાં પણ શ્રેષ્ઠ છે, તે હું છું જેને વેદશાસ્ત્રને વિષે પ્રસિદ્ધ પુરુષોત્તમ કરીને કહે છે, માટે અજ્ઞાનપણું મૂકીને એવા પુરુષોત્તમ મને જાણીને જે પુરુષ સર્વ ભાવે કરીને મનેજ ભજે છે તેને સર્વ શાસ્ત્રના તત્ત્વને જાણનાર સમજવો. એ રીતે અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણે પોતે કહ્યું, માટે શ્રીકૃષ્ણ છે તે પૂર્ણપુરુષોત્તમ છે. સર્વ વેદનો સાર ગીતાજી છે તેમાં એ રીતે કહ્યું છે, તે જ શ્રીભાગવતના પ્રથમ સ્કન્ધને વિષે ચોવિશ અવતારનાં વર્ણનમાં કહ્યું છે:—

एते चांशकलाःपुंसो कृष्णस्तु भगवान् स्वयम् ।

**અર્થ**:—શ્રીરામચંદ્રજી તથા નારાયણ તથા નૃસિંહજી તથા પ્રતિ કલિયુગમાં પ્રકટ થાય છે તે કૃષ્ણ, વામનજી ઇત્યાદિ સર્વ અવતારો પૂર્ણ કૃષ્ણના કોઇ અવતાર અંશ છે, કોઇ અવતાર કલારૂપ છે, શ્રીકૃષ્ણ છે તે સ્વયં ભગવાન છે. સ્વયં ભગવાન એટલે પોતે જ પોતાના સર્વ ઐશ્વર્યાદિકે કરીને પરિપૂર્ણ છે, બીજા અવતાર જે છે તેને પૂર્ણ શ્રીકૃષ્ણના આપેલા ઐશ્વર્યાદિક ધર્મ છે તેથી તે પણ ભગવાન કહેવાય છે, પણ તે સ્વયં ભગવાન કહેવાતા નથી, એટલા સારૂ અહીંયાં પ્રતિ કલિયુગ અવતાર ધારણ કરનાર કૃષ્ણ અને બલદેવને અંશમાં ગણીને પછી પૂર્ણ કૃષ્ણ પચીશમા, એ અધ્યાયમાં શુકદેવે જુદા કહ્યા છે, એટલા સારૂ શ્રીમહાપ્રભુજીએ ફકત સારસ્વત કલ્પના શ્રીકૃષ્ણને પૂર્ણ કહ્યા છે, કારણ કે વેદને વરદાન પૂર્ણપુરુષોત્તમે આપ્યું હતું તેથી વેદનો મનોરથ પૂર્ણ કરવા સારૂ પૂર્ણ કૃષ્ણ પ્રકટ થયા હતા તેની કથા બૃહદ્વામનપુરાણમાં કહી છે તે સંવત ૧૯૧૬ ના પ્રથમ પુસ્તકના બીજા અંકમાં લખી જણાવી છે, અંશ કૃષ્ણ શ્રીભાગવતના દ્વિતીયસ્કન્ધમાં ગણેલા છે.

हरेरंशाविहागतौ सितकृष्णकेशौ ।

**અર્થ**:—હરિના બે અંશ શ્યામ અને શ્વેતકેશ કૃષ્ણ બલદેવજી એ બંને પૃથ્વીમાં પ્રકટ થયા છે. ભૂમિને ભાર ઉતારવા સારૂ એ રીતે ભાગવતના દ્વિતીય સ્કન્ધમાં કહ્યું છે, અને ભાગવતના ચતુર્થસ્કન્ધમાં કહ્યું છે કે નર નારાયણ

અવતાર શ્રીકૃષ્ણઅર્જુન છે, પણ એ બન્ને વાત પ્રથમસ્કન્ધથી ઉલટી છે, અને એ બન્ને વાતના કહેનાર તો વ્યાસજી એક છે, તેથી વ્યાસજીએ અંશ કૃષ્ણ અને પૂર્ણ કૃષ્ણમાં ભેદ છે એવું જણાવ્યું છે. બીજા કાલમાં રામચંદ્રજીના તથા રમા વૈકુંઠવાસી શ્રીકૃષ્ણના તથા નારાયણના અંશથી કૃષ્ણાવતાર પ્રકટ થાય છે. એવું પુરાણોમાં કહ્યું. રમા વૈકુંઠવાસી કૃષ્ણની કથા કૃષ્ણ જન્મખંડમાં કહી છે, માટે પૂર્ણ શ્રીકૃષ્ણ પોતે ત્રણ સ્વરૂપે કરીને બિરાજમાન છે, શ્રીકૃષ્ણનું એક સ્વરૂપ રમા વૈકુંઠમાં બિરાજે છે. અને બીજું સ્વરૂપ અક્ષરબ્રહ્મ ધામમાં બિરાજે છે, તેની કથા પુરુષોત્તમ માસમાં કહી છે, અને ત્રીજું સ્વરૂપ અક્ષર બ્રહ્મધામમાં ગૌલોક ધામ છે જેને પુરાણમાં વ્યાપી વૈકુંઠ કહે છે, અને વેદમાં ગૌલોક ધામ કહે છે તેમાં પૂર્ણ કૃષ્ણ બિરાજે છે. એ રીતે ત્રણ સ્વરૂપે કરીને ત્રણ ધામમાં શ્રીકૃષ્ણ બિરાજે છે. શ્રીમહાપ્રભુના માર્ગમાં પૂર્ણ કૃષ્ણનું ભજન સ્મરણ કહ્યું છે એ સર્વે પુરાણોની વાર્તાના જાણનાર શ્રીમહાપ્રભુજી છે તેણે વેદ પુરાણની વાતનો નિશ્ચય કરીને એ વાત કહી છે તે સારૂ શ્લોકમાં हि પદ કહેવાય છે. हि એટલે નિશ્ચે જ એક શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ છે, બીજો કોઈ પૂર્ણ બ્રહ્મ નથી કારણ કે વેદના ઉપનિષદોમાં સર્વ દેવતાઓને પરબ્રહ્મરૂપ કહ્યા છે, અને વળી પરબ્રહ્મ તો વેદમાં એક જ કહ્યા છે. જો સર્વ પરબ્રહ્મ હોય તો વેદમાં એક પરબ્રહ્મ કહ્યા છે, તે વાતમાં વિરોધ આવે છે. જેમ ચક્રવર્તી રાજા એક જ હોય સર્વ ચક્રવર્તિ રાજા કહેવાય જ નહીં કેમકે સહુ સરદાર કહેવાય ત્યારે સરદારપણું સંભવે નહીં સરદાર કરતાં બીજા ઉતરતા હોય તો જ તેને સરદાર-પણું કહેવાય. વેદને વિષે શિવ બ્રહ્માદિ શક્તિ વિગેરે સર્વેને પરબ્રહ્મ કહ્યા છે, પણ તે સર્વેની ઉત્પત્તિ ભગવાનમાંથી કહી છે, માટે ઉત્પન્ન કરનાર સૌના બાપ એક ભગવાન જ છે, એજ સર્વથી મ્હોટા છે, અને સર્વેને હુકમમાં ચલાવનાર છે પણ અંગાઅંગીભાવે કરીને વેદમાં સર્વને પરબ્રહ્મ કહ્યા છે, જેમ અંગનો એક ભાગ અંગી જે પુરૂષ તેના અંગ સાથે મળેલો છે માટે અંગાઅંગીભાવે કરીને અંગી સાથે એક સ્વરૂપ છે, એટલા સારૂ વેદમાં સર્વ દેવતાઓને પરબ્રહ્મ રૂપ કહેલા છે; પણ અંગનો એક ભાગ અંગી પુરૂષના હુકમમાં છે એમ સર્વ અવતાર તથા સર્વ દેવતા પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણના આજ્ઞાકારી છે, અને અંશરૂપ છે માટે દેવતાઓની નિંદા ન કરવી. નિંદા શ્રીમહાપ્રભુજીના ગ્રંથથી વિરૂદ્ધ છે એજ રીતે પુરાણમાં કહ્યું છે અને એજ રીતે શ્રીમહાપ્રભુજીએ ગ્રંથોમાં કહ્યું છે, પણ સેવા સ્મરણ કરવા યોગ્ય એક પૂર્ણ પુરૂષોત્તમ છે, બીજા નથી તેથી બીજાનો આશ્રય ન કરવો, અને પોતાના સ્વામી કરીને ન માનવા, એટલો જ ભજવામાં ભેદ રાખવો, અન્યમાર્ગીય લોકના માનવામાં અને આપણા માનવામાં એટલો જ ભેદ છે કેઃ—

**परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानंदकं बृहत् ।**
**द्विरूपं तद्धि सर्वं स्यादेकं तस्माद्विलक्षणम् ॥ ३ ॥**

**અર્થ**:—પરબ્રહ્મ એટલે પૂર્ણપુરુષોત્તમ તો નિશ્ચય કરીને એક શ્રીકૃષ્ણ છે. તે સચ્ચિદાનંદસ્વરૂપ છે તે શ્રીકૃષ્ણનું આધ્યાત્મિક સ્વરૂપ અક્ષરબ્રહ્મ છે. તે પણ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તે અક્ષરબ્રહ્મના બે સ્વરૂપ છે તેમાં એક સ્વરૂપ જગતરૂપ થયું છે અને બીજું સ્વરૂપ જગતથી જુદું છે, એ મૂળ શ્લોકનો અર્થ. હવે એ શ્લોકનો ભાવાર્થ કહે છે. કૃષ્ણશબ્દનો અર્થ તથા શ્રીપૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણ જ છે, તે તથા પૂર્ણ કૃષ્ણ તથા અંશ કૃષ્ણના સ્વરૂપનો ભેદ ગયા માસના પુસ્તકમાં લખ્યો છે. હવે અક્ષરબ્રહ્મના બે સ્વરૂપ કીયા છે તે કહીએ છીએ. એ શ્લોકની ટીકામાં શ્રીગુસાંઇજીએ કહ્યું છે કે અક્ષરબ્રહ્મનું એક સ્વરૂપ જગત્‌રૂપ થયું છે અને બીજું સ્વરૂપ જગત્‌થી જે જુદું છે જેની બ્રહ્મજ્ઞાની ઉપાસના કરે છે અને બ્રહ્મજ્ઞાનીને મુક્તિનું સ્થાન છે અને પુરુષોત્તમને બિરાજવાનું ધામરૂપ છે, તે સ્વરૂપ જગત્‌થી જુદું છે. એ રીતે ટીકામાં કહ્યું છે, પણ માયાવાદી લોકો શાસ્ત્રને ન માનતાં પોતાની મનકલ્પનાથી એમ કહે છે કે, માયાથી જગત્ ઉત્પન્ન થયું છે. પરમેશ્વર આ જગત્‌ના કર્તા નથી. પરમેશ્વર તો કાષ્ઠના પૂતળાની પેઠે કાંઈ જ કરતા નથી, અને ફલ પણ આપતા નથી, અને પરબ્રહ્મ નિરાકાર છે તે સર્વ ઠેકાણે વ્યાપક છે, માટે તેને રહેવાનું અક્ષરબ્રહ્મધામ પણ નથી, આખું જગત્ તેને રહેવાનું ધામ છે. એ રીતે વેદ, ગીતા ભાગવતથી ઉલટું માને છે. પણ શ્રીમહાપ્રભુજીનું બોલવું તો કેવલ શાસ્ત્ર પ્રમાણે જ છે એક અક્ષર પણ શાસ્ત્રવિરુદ્ધ શ્રીમહાપ્રભુજીએ પોતાની મનકલ્પનાથી લખ્યો નથી. તે સારૂ શ્રીમહાપ્રભુજીએ જે શ્લોકમાં કહ્યું તેને શાસ્ત્ર પ્રમાણે કહ્યું છે, ગીતાનો આઠમો અધ્યાય આખો અક્ષરબ્રહ્મધામના વર્ણનનો છે, તેમાં ભગવાને પોતે કહ્યું છે:—

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे विलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १ ॥
अव्यक्तोक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २ ॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ ३ ॥

**અર્થ**:—અવ્યક્ત જે અક્ષરબ્રહ્મ તે થકી બ્રહ્માજીના પ્રાત:કાલને વિષે પ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે, અને બ્રહ્માજીના રાત્રિને વિષે તે જ અક્ષરબ્રહ્મમાં સર્વપ્રાણિમાત્ર લીન થાય છે. ૧ અવ્યક્ત તે અક્ષરબ્રહ્મ જાણવું. તે જ સર્વપ્રાણિની પરમ

ગતિ જેને પ્રાપ્ત થઈ પાછો પૃથ્વીમાં જન્મ ન પામે એવું મારૂં પરમધામરૂપ છે. ૨ અક્ષરબ્રહ્મ પુરુષ જે છે તે સર્વથી જુદું છે માટે, હે અર્જુન! કેવલ અનન્ય ભક્તિવડે તે આ જીવને પ્રાપ્ત થાય છે. જેને વિષે આ સર્વ પ્રાણિમાત્ર પ્રલય સમયે રહે છે, અને સૃષ્ટિની ઉત્પત્તિ સમયે સર્વ પ્રાણિ માત્ર જગત્ જે થકી ઉત્પન્ન થાય છે, એ રીતે અક્ષરબ્રહ્મ પરમેશ્વરનું ધામરૂપ કહ્યું છે. તે ધામમાંથી સર્વ જગત્‌ની ઉત્પત્તિ કહી, અને પ્રલય સમયે તે અક્ષરબ્રહ્મ ધામમાં પાછું સર્વનું રહેઠાણ કહ્યું, અને અનન્યભક્તિવડે જ્ઞાનીઓને તેની પ્રાપ્તિ કહી એ રીતે વેદનો સાર જે ગીતા તેમાં કહ્યું, તે રીતે શ્રીમહાપ્રભુજીએ તથા શ્રીગુસાંઇજીએ કહ્યું છે. હવે જુઓ કે માયાવાદી જગત્‌ની ઉત્પત્તિ માયાથકી કહે છે, અને ભક્તિ મૂકીને એકલા જ્ઞાનવડે પ્રાપ્તિ કહે છે, એ વાર્તા શાસ્ત્રથી કેટલી ઉલટી છે? હવે અવ્યક્ત એટલે અસ્પષ્ટ જે વસ્તુ લોકોના જોવામાં ન આવી શકે તેને અવ્યક્ત કહે છે, તેનો અર્થ નિરાકાર એવો ગીતાજીની ટીકા જે મુંબઈમાં છપાઈ છે તેમાં કરેલો છે. એવા ઉંધા અર્થ કરીને માયાવાદી પંડિતો લોકોની બુદ્ધિને ભ્રમ ઉપજાવે છે. અને એ અક્ષરબ્રહ્મને પરમેશ્વરનું ધામરૂપ કહ્યું છે, અને માયાવાદી કહે છે કે પરમેશ્વરને ધામ જ નથી, એ રીતે શાસ્ત્રથી ઉલટું મનકલ્પિત માને છે. હવે જુઓ કે જે રીતે ગીતાજીમાં કહ્યું તેજ રીતે ભાગવત તૃતીયસ્કંધમાં કહ્યું:—

दशोत्तरेधिका यत्र प्रविष्टः परमाणुवत् ।
लक्ष्यन्तेऽन्तर्गताश्चान्ये कोटिशो ह्यंडराशयः ॥१॥
तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम् ।
विष्णोर्धाम परं साक्षात् पुरुषस्य महात्मनः ॥२॥

**અર્થ**:—આ બ્રહ્માંડને એક એકથી દશગણું આવરણ છે. એવા કોટિ બ્રહ્માંડોનો સમુદાય જે અક્ષરબ્રહ્મ ધામમાં પરમાણુની પેઠે રહેલો દેખાય છે. પરમાણુ એટલે સૂર્યનો પ્રકાશ જે ઘરનાં છિદ્રમાં પડે છે તેમાં ઝીણી ઝીણી રજ જે ઉડતી દેખાય છે તેને પરમાણુ કહે છે. એજ રીતે આ મ્હોટા બ્રહ્માંડો જેમાં રહેલા દેખાય છે તેને અક્ષરબ્રહ્મ કહે છે. તેજ અક્ષરબ્રહ્મ સર્વનાં કારણનું કારણ છે, અને મહાપુરુષ એવા જે સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ તેનું પરમ ધામરૂપ છે. આ શ્લોકમાં કહ્યું જે સર્વ કારણનું કારણ અક્ષરબ્રહ્મ છે, એનો અર્થ એ છે કે સર્વ જગત્‌નું કારણ પ્રકૃતિ અને પુરુષ છે તે પ્રકૃતિ પુરુષનું કારણ પણ અક્ષરબ્રહ્મ છે માટે જગત્‌નું કારણ અક્ષરબ્રહ્મ જ છે, માયા નથી. કારણ જે પ્રકૃતિ નામ માયાનું છે તે માયાનું કારણ પણ અક્ષરબ્રહ્મને આ શ્લોકમાં કહ્યું છે, અને પૂર્ણપુરુષોત્તનું ધામરૂપ કહ્યું છે, અને સર્વ બ્રહ્માંડોથી જુદું કહ્યું છે, જે રીતે શ્રી-

ગુસાંઈજીએ ટીકામાં કહ્યું છે. એજ અક્ષરબ્રહ્મની ઉપાસના બ્રહ્મજ્ઞાની લોક કરે છે, તે ગીતાજીના બારમા અધ્યાયમાં કહ્યું છેઃ—

अर्जुन उवाच

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

श्रीभगवानुवाच

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥
ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
सन्नियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥
ये तु सर्वाणि कर्माणि मयि सन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि नचिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

અર્થ:—અર્જુન ભગવાનને પ્રશ્ન કરે છે, કે હે ભગવાન્! તમે મને જે અગ્યારમા અધ્યાયમાં સાકાર સ્વરૂપ દેખડાવ્યું, અને તમે કહ્યું જે અનન્ય ભક્તિથી મારૂં દર્શન થવાને સર્વને યોગ્ય છે, બીજું સાધન એને નથી. એ રીતે નિરંતર જે ભક્ત તમારા સાકાર સ્વરૂપની ઉપાસના કરે છે; અને કેટલાએક અક્ષર બ્રહ્મ જે જોવામાં આવી શકતું નથી તેનું નિરાકાર સ્વરૂપ સમજીને તે નિરાકારની ઉપાસના કરે છે, એ બન્નેમાં શ્રેષ્ઠ કોણ છે? તે મને કહો એ રીતે પુછયું. તેનો ઉત્તર ભગવાન હવે કહે છે. ॥ ૧ ॥ મારે વિષે મન રાખીને મારી જે જીવ ઉપાસના નિત્ય શ્રદ્ધાપૂર્વક કરે છે તેને હું શ્રેષ્ઠ કરીને માનું છું. ॥ ૨ ॥ અને જે જીવ અક્ષરબ્રહ્મની ઉપાસના કરે છે પણ તે અક્ષરબ્રહ્મ કેવું છે, કે તે

દૃષ્ટાંતથી બતાવવામાં આવતું નથી. જેમ સૂર્યનો પ્રકાશ કેવો છે? તે બતાવવાને દૃષ્ટાંત છે જ નહી તેમ જાણવું. અમે તે અક્ષરબ્રહ્મ દૃષ્ટિથી જોવામાં નથી આવતું, સર્વત્ર વ્યાપક છે, અને તેનું ધ્યાન પણ થઈ શકતું નથી, સર્વ પ્રાણિમાત્ર જેમાં રહે છે તે અચલ છે, કદિ ચલાયમાન પ્રલયકાળમાં થતું નથી ॥૩॥ એવા અક્ષરબ્રહ્મને સર્વ ઇંદ્રિયોને નિયમ રાખીને સર્વ જગત્‌ને વિષે સમાન બુદ્ધિ અક્ષરબ્રહ્મની રાખીને સર્વ પ્રાણિ માત્રના હિતને વિષે પ્રીતિ છે જેની એવા જે પુરુષ છે તે મને પામે છે ॥૪॥ પણ એવા અક્ષરબ્રહ્મની ઉપાસના કરવામાં આ જીવને ઘણો જ ક્લેશ ઉત્પન્ન થાય છે, કારણકે તેનું સ્વરૂપ જોવામાં આવી શકતું નથી, તેથી તેની ઉપાસના તથા તેનું ધ્યાન થઇ શકતું નથી, તેથી આ મનુષ્યને અક્ષર બ્રહ્મ પામવું ઘણુંજ કઠણ છે ॥૫॥ પણ જે પુરુષ મને સર્વકર્મનું અર્પણ કરીને ( એટલે આત્મનિવેદન કરીને ) મારે શરણ થઇને અનન્ય ભક્તિવડે મારૂં ધ્યાન કરે છે અને મારૂં સેવન કરે છે. ॥૬॥ એવા ભક્તોને હું આ કાલરૂપી સંસારથી થોડાક કાલમાં સારી રીતે ઉદ્ધાર કરૂં છું કારણકે તેણે મારે વિષે જ ચિત્તનું આરોપણ કરેલું છે. એ રીતે ભગવાને પોતાના સાકાર સ્વરૂપની ઉપાસના કરનારને શ્રેષ્ઠ કહ્યા છે, અને તેઓને થોડા કાલમાં જ પોતાની પ્રાપ્તિ કહી છે અને અક્ષર જેને બ્રહ્મજ્ઞાની નિરાકાર કરીને માને છે અને સ્વરૂપની ઉપાસના કરતાં શ્રેષ્ઠ માને છે, તેની ઉપાસના કરવામાં અતિશય ક્લેશ અને દુઃખ આ જીવને પામવું પડે છે. અને તે અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ પણ મનુષ્યને એ રીતે થવી મુશ્કેલ કહી છે. કદાચ કોઈ એકને થઈ શકે છે. એ રીતે નિરાકારની ઉપાસના કરતાં સાકાર સ્વરૂપની ઉપાસનામાં સુખ અને આ જન્મમાંજ ભગવાનની પ્રાપ્તિ કહી છે, પણ અભાગીઆ જીવ જે છે તે સાકાર સ્વરૂપની ઉપાસનાને કનિષ્ઠ કરીને માને છે, અને નિરાકારની ઉપાસનાને શ્રેષ્ઠ કરીને માને છે, અને જન્મથી જ પ્રાપ્તિ થવી છોડીને અનેક જન્મે કરી પ્રાપ્તિ થવાની ઇચ્છા રાખે છે, તે પ્રાપ્તિ પણ અક્ષરબ્રહ્મની મુક્તિ પણ સાક્ષાત્ ભગવાનની પ્રાપ્તિ નહી, કેમકે પંદરમા અધ્યાયમાં ભગવાન્ કહે છે કે અક્ષરબ્રહ્મથી હું જૂદો છું, શ્રેષ્ઠ છું અને પુરુષોત્તમ છું, માટે અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ બ્રહ્મજ્ઞાનીને થાય છે, તે સારૂ ભગવાનના ભક્તોએ એવા લોકો જે શાસ્ત્રથી ઉલટા માનનાર છે તેનો સંગ તજવો, અને આપણા ગુરુએ જે શાસ્ત્રોપદેશ કર્યો છે તે જ ખરો માનીને ભગવાનનું સેવન કરવું, ભગવાનના સેવનને જે જીવ જડરૂપ મૂર્તિ કરીને માને છે, તે કેવળ આસુરી જીવ છે, તેનો સર્વથા સંગ તજવો, એ રીતે ત્રીજા શ્લોકનો ભાવાર્થ પુરો થયો. હવે એ ગ્રંથનો ચોથો શ્લોક શ્રીમહાપ્રભુજી કહે છે:—

**श्लोकः—अपरं तत्र पूर्वस्मिन्वादिनो बहुधा जगुः।**
**मायिकं सगुणं कार्यं स्वतंत्रं चेति नैकधा ॥४॥**

पदानि—[१]अपरं [२]तत्र [३]पूर्वस्मिन् [४]वादिनः [५]बहुधा [६]जगुः [७]मायिकं [८]सगुणं [९]कार्यं [१०]स्वतंत्रं [११]च [१२]इति [१३]न [१४]एकधा ।

સાન્વયપદાર્થઃ—[૨]तत्र તે [૩]पूर्वस्मिन् પ્રથમ કહેલાં પ્રપંચરૂપી બ્રહ્મને વિષે [૪]वादिनः વિવાદ કરનારા લોકો [૧]अपरं બીજા ( વેદના મતથી ભિન્ન ) મતને [૫]बहुधा ઘણાક પ્રકારે [૬]जगुः કહે છે ( તે એવી રીતે કે ) [૭]मायिकं (માયાવાદી લોકો) માયાનું બનાવેલું ( કહે છે અને ) [૮]सगुणं (સાંખ્ય મતવાળાઓ) ગુણોનું કાર્ય છે ( એમ કહે છે અને ) [૯]कार्यं ( નૈયાયિક લોકો દ્વયણુ ત્ર્યણુકાદિ ક્રમે કરીને ઇશ્વરનું ) બનાવેલું છે ( એમ કહે છે તેમજ ) [૧૦]स्वतंत्रं ( મીમાંસક લોકો તો ) સદા આવું અને આવું જ છે [૧૧]च અને ( તેથી બીજા બૌધ, માધ્યમિક, વૈભાષિક, સૌત્રાંતિક આર્હત ચાર્વાક અથવા લોકાયતિક વામ અને શાક્ત વિગરે વેદથી બહિર્મતવાળા લોકો તો પોતાની મરજી માફક કહે છે ) [૧૨]इति એ રીતે [૧૪]एकधा એક પ્રકારે [૧૩]न નહિં ( કહેતાં અનેક પ્રકારે કહે છે. )

ટીકાઃ—આગલ કહેલા પ્રપંચરૂપી બ્રહ્મને વિષે વિવાદ કરનારા વાદી લોકો વેદ મતથી વિરૂદ્ધ પડતા પોતાના મતને ઘણી રીતથી કહે છે. તે એવી રીતે કે, માયાવાદી લોકો આ જગતને માયાનું બનાવેલું કહે છે, સાંખ્ય મતવાળાઓ સત્વાદિ ગુણોનું કાર્ય છે એમ કહે છે, ન્યાય મત વાળાઓ અણુ, દ્વયણુ, ત્ર્યણુ એમ પરમાણુ આદિ ક્રમેકરીને સ્વતંત્ર કર્ત્તા ઇશ્વરનું બનાવેલું છે, એમ કહે છે, અને મીમાંસક લોકો તો આ

જગત્ જેવું દેખાય છે તેવુંને તેવુંજ સ્વતઃ સિદ્ધ છે એમ કહે છે અને તેથી પણ બીજા બૌદ્ધ, માધ્યમિક, વૈભાષિક, સૌત્રાંતિક, આર્હત, ચાર્વાક અથવા લોકાયતિક, વામ, અને શાક્ત વિગેરે વેદથી બહિર્મતવાળા લોકો તો પોતાની મરજી પ્રમાણે કહે છે. એમ ઉપર કહેલા પ્રપંચરૂપી બ્રહ્મના વિષયમાં અનેક પ્રકારે વાદિ લોકો વિવાદ કરી પોતાના મતોને ઠરાવે છે.

---

अपरं तत्र पूर्वस्मिन्वादिनो बहुधा जगुः ।
मायिकं सगुणं कार्यं स्वतंत्रं चेति नैकधा ॥४॥
तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् ।

**અર્થ**:—અક્ષરબ્રહ્મનું એક સ્વરૂપ જે જગતરૂપ થયું છે તે જગત્‌ને વાદીએ ઘણા પ્રકારથી કહે છે. કોઇ કહે છે કે આ જગત્ માયાનું કરેલું છે, કોઈ કહે છે કે ત્રણ ગુણનું કાર્ય છે, કોઇ કહે છે કે એ જગત્ સ્વતંત્ર છે કોઇનું કરેલું નથી. આ શ્લોકમાં ચકાર કહ્યો છે, ચકારનો અર્થ એ છે કે બીજા ઘણી પ્રકારના મત જગત્ વિષે કહે છે ॥૪॥ પણ વેદનો મત તો એજ છે કે અક્ષરબ્રહ્મ છે તે જ જગતરૂપ થયું છે, એ મૂળ શ્લોકનો અર્થ.

હવે એની ટીકા શ્રીગુસાંઇજી કહે છે કે અક્ષરબ્રહ્મ જે જગતરૂપ થયું છે તેને વિષે વેદથી દ્રુ મત કહેનારા જે છે તે કહીએ છીએ. તેમાં માયાવાદી તે એમ કહે છે કે આ જગત્ માયાનું કરેલું છે, માટે માયાનું રૂપ છે. અને સાંખ્ય શાસ્ત્રવાળા કહે છે કે સાત્વિક, રાજસ. તામસ, એ ત્રણ ગુણથકી આ જગત્ ઉત્પન્ન થયું છે, માટે ગુણનું કાર્ય છે. અને પરમાણુ થકી આ જગત્ ઉત્પન્ન થયું છે એવું ન્યાયશાસ્ત્રવાળા કહે છે, અને મીમાંસક શાસ્ત્રવાળા કહે છે કે આ જગત્ સ્વતંત્ર છે. કોઇ આ જગત્‌નો કર્તા નથી, ચકારે કરીને વેદ વિરૂદ્ધ મત બીજા ઘણા છે તે પણ જાણવા એ રીતે શ્રીગુસાંઇજીએ ટીકામાં કહ્યું છે. પણ શ્રીમહાપ્રભુજી કહે છે કે વેદનો મત તો એજ છે કે અક્ષરબ્રહ્મ છે તેજ જગત્ રૂપ થયું છે. હવે એનો ભાવાર્થ કહીએ છીએ કે શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઈ-જીએ ઉપલા સર્વ મતના લોકોને વેદથી વિરૂદ્ધ કહેનારા કહ્યા છે. તે પોતાની મનની કલ્પનાથી કહ્યા છે કે શાસ્ત્રથી કહ્યા છે? એવી કોઈ આશંકા કરશે તો તેનો ઉત્તર એ છે કે, વ્યાસજીએ પણ એ મતવાદીઓને વેદવિરૂદ્ધ કહેનારા કહ્યા છે. પદ્મપુરાણના ઉત્તરખંડને વિષે ચોવીસમા અધ્યાયમાં પાર્વતી પ્રતિ શિવ-જીના વચન છે કેઃ—

प्रथमं हि मयैवोक्तं शाक्तं पाशुपतादिकम् ।
मच्छक्त्यावेशितैर्विप्रैः संप्रोक्तानि ततः परम् ॥ १ ॥
कणादेन तु संप्रोक्तं शास्त्रं वैशेषिकं महत् ।
गौतमेन तथा न्यायं सांख्यं तु कपिलेन वै ॥ २ ॥
बौद्धं शास्त्रमसत्प्रोक्तं नग्ननीलपटादिकम् ।
मायावादमसच्छास्त्रं प्रछन्नं बौद्धमुच्यते ॥ ३ ॥

અર્થઃ—શૈવ અને પાશુપત શાસ્ત્ર તો મેં જ કર્યું છે અને મારી શક્તિના આવેશે કરીને બ્રાહ્મણોએ બીજાં પણ શાસ્ત્ર કર્યાં છે, તેનાં નામ કહે છે, કે કણાદ ઋષિએ વૈશેષિક મ્હોટું શાસ્ત્ર કર્યું છે, તેમ ગૌતમ ઋષિએ ન્યાયશાસ્ત્ર કર્યું છે, અને કપિલઋષિએ સાંખ્ય શાસ્ત્ર કર્યું છે, અને બૌદ્ધ ઋષિએ અસત શાસ્ત્ર કર્યું છે, નાગા અને ગલીના લુગડાં પહેરનારા તે ધર્મમાં ચાલનારા છે. અને માયાવાદ અસત શાસ્ત્ર છે તે ઢાંકેલો બૌદ્ધ મત કહેવાય છે. એટલાં શાસ્ત્ર વેદ બાહેર છે. એ રીતે વ્યાસજીએ કહ્યું છે અને ભાગવતની વેદસ્તુતિમાં પણ વ્યાસજીએ ઉપલા મતનાં નામ કહેલાં છે. પણ હમણાનાં ડાહ્યા લોકો જે હિંદુ શાસ્ત્રને ખોટું માનનારા તે લોક તેમાં આશંકા કરશે કે શિવજીને શું એવી આવી પડી હતી જે તે ઋષિઓનાં મનમાં પોતાની શકિતનો પ્રવેશ કરીને વેદથી વિરુદ્ધ મત ઉત્પન્ન કરાવ્યાં ? તેનો ઉત્તર એ છે, કે ભાગવતમાં કહ્યું છે કે ભગવાનની લીલા જગત્‌ને વિષે ત્રણ પ્રકારની સદા થાય છે. સાત્વિક, રાજસ અને તામસ, તેમાં સાત્વિકનો સમય આવે છે ત્યારે ધર્મની વૃદ્ધિ રાવે છે અને અધર્મનો નાશ કરાવે છે. અને રાજસ તામસનો સમય આવે છે ત્યારે ધર્મનો નાશ કરાવે અધર્મની વૃદ્ધિ કરાવે છે. તે અધર્મના સમયના વખતમાં તેવી જ બુદ્ધિ લોકોથી થાય છે. તે સમયે તેવાં જ શાસ્ત્ર લોક ઉત્પન્ન કરે છે. જે રીતે સત્યયુગ, ત્રેતા, દ્વાપર, એ ત્રણે યુગ ધર્મનાં હતા અને કલિયુગમાં અધર્મનો ભાગ ઘણો, અને ધર્મનો ભાગ થોડો, તેમાં કેટલાએક હિંદુ લોકે જ અધર્મના શાસ્ત્ર પ્રકટ કર્યાં. કલિયુગમાં તામસ લીલા મુખ્ય છે, એ સર્વ પ્રભુની ઇચ્છાથી જ થાય છે. એ રીતે પ્રભુની ઇચ્છાથી અસલથી જ વેદ વિરુદ્ધ કેટલાંએક શાસ્ત્ર ચાલ્યાં આવે છે. તેટલાં શાસ્ત્ર વ્યાસજીએ પુરાણોમાં વર્ણન કરેલાં છે. તે રીતે શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે. હવે તેઓના મત વેદવિરુદ્ધ છે તે બતાવીએ છીએ.

વેદમાં કહ્યું છે કે હું એક છું, તે બહુરૂપ થાઊં. એવી ઇચ્છાથી પ્રભુ બહુરૂપ એટલે જગતરૂપ થયા છે. બીજી શ્રુતિમાં કહ્યું છે કે આ જગત્ છે

તે નિશ્ચે કરીને બ્રહ્મરૂપ છે. ત્રીજી શ્રુતિમાં કહ્યુ છે આ જગત્ છે તે અખંડ શ્રીકૃષ્ણસ્વરૂપ છે. ચોથી શ્રુતિમાં કહ્યું છે કે આ જગત્ છે તે પુરુષરૂપ છે. જે થઈ ગયા અને થાય છે અને થશે, તે સર્વે પુરુષરૂપ છે. એ રીતે ચારે વેદ તથા સર્વે ઉપનિષદોમાં આ જગત્ને બ્રહ્મરૂપ કહેલું છે. બ્રહ્મરૂપ તે અક્ષર બ્રહ્મનું નામ છે, એવું ગીતાજીના આઠમા અધ્યાયમાં કહ્યું છે.

अक्षरं ब्रह्म परमं ।

**અર્થ**:—હે અર્જુન ! બ્રહ્મ તે અક્ષરબ્રહ્મ જાણવું.

सर्वं पुरुषएवेदं भूतं भव्यं भवच्च यत् ।

तेनेदमावृतं विश्वं वितास्तिमधितिष्ठति ॥

**અર્થ**:—દ્વિતીયસ્કન્ધ ભાગવતમાં કહ્યું છે કે આ સર્વ જગત્ છે તે પુરુષરૂપ છે. જે થઈ ગયા, અને થાય છે, અને ઉત્પન્ન થનાર છે, તે સર્વ પુરુષ જ છે. આખા જગત્માં વ્યાપક થઈને વેંતભર સર્વથી ઉંચા પ્રભુ રહ્યા છે, એટલે વ્યાપક થઈને જૂદે રૂપે શ્રીહરિ રહ્યા છે, સર્વેનુ મૂલ સ્વરૂપ છે. ગીતાજીના સાતમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે:—

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

मत्तः परतरं नान्यत् किंचिदस्तिं धनंजय ॥ ७ ॥

**અર્થ**:—હે અર્જુન ! હું સર્વ જગત્નો ઉત્પત્તિ કર્તા અને પ્રલયકર્તા છું, મારા વગરની આ જગત્ને વિષે કોઈ પણ વસ્તુ નથી.

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ॥१०॥

**અર્થ**:—હે અર્જુન ! સર્વ જગત્નું બીજ અનાદિ કાલથી હું જ છું એવું તું નિશ્ચે કરીને જાણ. એ રીતે વેદ ભાગવત, અને ગીતાજી વિષે ભગવાનને જ આ જગત્નું બીજરૂપ કહ્યા છે. અને ઉત્પત્તિકર્તા પણ ભગવાનને જ કહ્યા છે આ જગત્ને બ્રહ્મરૂપ કહ્યું છે. હવે જુઓ કે માયાવાદી તથા સાંખ્ય શાસ્ત્રવાળા અને મીમાંસક તથા ન્યાયશાસ્ત્રવાળા વેદ, ગીતા, ભાગવતથી વિરુદ્ધ પોતાની મનકલ્પના કરીને કહે છે તે અસત્ય છે એ સાફ માલૂમ પડે છે. શ્રીમહાપ્રભુજી કહે છે તે જ સત્ય છે. અને એ જ મત વેદનો છે. એ રીત ચોથા શ્લોકનો ભાવાર્થ પુરો થયો. હવે એ ગ્રંથનો પાંચમો શ્લોક કહે છે.

**श्लोकः—तद्वैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् ।**

**द्विरूपं चापि गंगेव ज्ञेयं सा जलरूपिणी ॥५॥**

**माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा।**
**मर्यादामार्गविधिना तथा ब्रह्मापि बुद्ध्यताम् ६**

पदानि—तत् एव एतत्प्रकारेण भवति इति श्रुतेः मतं द्विरूपं च अपि गंगावत् ज्ञेयं सा जलरूपिणी माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा मर्यादामार्गविधिना तथा ब्रह्म अपि बुद्ध्यताम्.

सान्वयपदार्थः—तत् તે (અક્ષરબ્રહ્મ) एव જ एतत्प्रकारेण એ (જગત્‌ની રીતે કરીને भवति થાય છે इति એ રીતનો श्रुतेः વેદનો मतं મત (છે) च અને द्विरूपं (એક જગત્‌રૂપ અને તેથી બીજું પોતે અક્ષરરૂપ એમ) બે રૂપવાળું (અક્ષરબ્રહ્મ) अपि પણ गंगावत् ગંગાજીનીપેઠે ज्ञेयं જાણવું (જેમ) सा તે ( શ્રીગંગાજી એક ) जलरूपिणी જલરૂપી ( આધિભૌતિકી, અને બીજાં) माहात्म्यसंयुता [પોતાનાં] માહાત્મ્યે કરીને સંયુક્ત એવાં (તીર્થરૂપી કે જે) मर्यादामार्गविधिना મર્યાદામાર્ગની રીતે सेवतां ( સ્નાન, દાન, પૂજન વિગેરે કરીને ) સેવા કરનારાં नृणां મનુષ્યોને भुक्तिमुक्तिदा ભોગ અને મોક્ષરૂપી ( ફલને ) આપનારાં છે. तथा તેમ ब्रह्म અક્ષરબ્રહ્મ अपि પણ बुद्ध्यतां જાણવું.

ટીકાઃ—આગળ કહેલું તે જ અક્ષરબ્રહ્મ આ જગત્‌રૂપ થાય છે એમ શ્રુતિનો મત છે અને તે અક્ષરબ્રહ્મ એક, આ, પ્રપંચ—જગત્‌રૂપે અને બીજું પોતે અક્ષર સ્વરૂપે એમ બે રૂપવાળું છે તે પણ શ્રીગંગાજીના દૃષ્ટાંતની માફક જાણવું. તે એવી રીતે કે જેમ શ્રીગંગાજીનું એક રૂપ તો એ છે કે જે ચોમાસામાં અને ઉનાળામાં વૃષ્ટિ અને તાપ વિગેરે કરી-

ને ઓછા વધતું થઈ જાય છે. અને સર્વ લોકોના યથેષ્ટ વ્યવહારના ઉપયોગમાં આવે છે, તે આધિભૌતિકરૂપ. અને બીજું વેદમાર્ગની રીત પ્રમાણે સ્નાન, દાન, પૂજનાદિકથી સેવા કરનારા લોકોને ભોગ અને મોક્ષ વિગેરે ફલને આપનારાં; પોતાના માહાત્મ્યસહિત, તીર્થસ્વરૂપી (અધ્યાત્મિકરૂપે) રહેલાં છે. તેમ અક્ષરબ્રહ્મ પણ જગતરૂપે આધિભૌતિક અને જ્ઞાની જેમની ઉપાસના કરે છે તે પોતે અધ્યાત્મરૂપછે એમ જાણવું.

ટીપ્પણ—અહીંયાં એટલું સમજવાનું છે કે, પ્રવાહમાંથી બાહાર કાઢેલું શ્રીગંગાજીનું જલ, જો કે પ્રવાહમાં રહેલા જલથી અવિશેષ છે એટલે સમાન છે તો પણ પ્રવાહસ્થ જલમાં સ્નાન અને તેની પૂજા વિગેરે ને કરનારાઓને શ્રીગંગાજી પોતાના અધ્યાત્મરૂપથી જે ફલ આપે છે તે ફલ પ્રવાહમાંથી બાહિર કાઢેલા જલથી સ્નાન કે તેનું પૂજન વિગેરેને કરનારાને શ્રીગંગાજી આપતાં નથી, કારણકે એમ જો નહિ હોય તોપછી દેશાંતરમાં લઇ જવાયેલાં શ્રીગંગાજલનાં સ્નાનાદિકે કરીને જ તીર્થ સ્થાન વિગેરેનું ફલ મલત; પરંતુ તેમ કોઇપણ શાસ્ત્રમાં સંભળાતું નથી ફક્ત પ્રવાહમાંથી કાઢેલું જલ પાપ માત્રની નિવૃત્તિ કરે છે. તેથી કાઢેલા જલથી સ્નાન કરતાં તીર્થમાં સ્નાન કરવું જેમ વિશેષ છે તેમજ અહીંયાં પણ આધિભૌતિક જગતરૂપ કરતાં પોતે અધ્યાત્મ—અક્ષરરૂપ વિશેષ છે, જે કામ અક્ષરથી બને તે કામ જગતરૂપથી બને નહી એમ સમજવું.

---

द्विरूपं चापि गंगावत् ज्ञेयं सा जलरूपिणी ॥ ५ ॥
माहात्म्यसंयुता नृणां सेवतां भुक्तिमुक्तिदा ॥ ६ ॥

અર્થઃ—તે અક્ષરબ્રહ્મના બે સ્વરૂપ છે. ગંગાજીની પેઠે એક આધિભૌતિક સ્વરૂપ જલરૂપ છે તે વર્ષામાં વધે છે અને ઉનાળામાં ઘટે છે. અને બીજું ગંગાજીનું સ્વરૂપ માહાત્મ્યરૂપ છે તે તીર્થરૂપ છે. તેમાં શાસ્ત્ર મર્યાદાની રીતથી જે મનુષ્ય ગંગાજીમાં સ્નાન કરે તથા ગંગાજીનું પૂજન કરે તેને ભોગ તથા મોક્ષ આપે તે આધ્યાત્મિક સ્વરૂપ છે, તે રીતે અક્ષરબ્રહ્મના બે સ્વરૂપ એ મૂળ શ્લોકનો અર્થ. હવે શ્રીગુસાંઇજીએ ટીકામાં કહેલું છે કે અક્ષરબ્રહ્મનાં બે રૂપ છે. જેમ ગંગાજી જલરૂપ છે તે વ્યવહારને ઉપયોગી છે. અને વર્ષામાં

વધે છે, ઉનાળામાં ઘટે છે. તેમ જગતને વિષે અક્ષરબ્રહ્મનું આધિભૌતક સ્વરૂપ જડ તથા જીવરૂપ છે તે સર્વ વ્યવહારને ઉપયોગી છે. અને જન્મ મૃત્યુવાન્ છે, અને જેમ ગંગાજી તીર્થરૂપ છે તેમ અક્ષરબ્રહ્મનું અધ્યાત્મિક સ્વરૂપ છે તે બ્રહ્મરૂપ છે. તેની ઉપાસના બ્રહ્મજ્ઞાની લોકો કરે છે તો તેને મુક્તિ આપે છે. હવે સાતમા શ્લોકમાં ગંગાજીનું આધિદૈવિક સ્વરૂપ કહે છે.

**श्लोकः-तत्रैव देवता मूर्तिर्भक्त्या या दृश्यते क्वचित् ।**
**गंगायां च विशेषेण प्रवाहाभेदबुद्धये ॥ ७ ॥**
**प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात्तया जले ।**
**विहिताच्च फलात्तद्धि प्रतीत्यापि विशिष्यते ॥८॥**

पदानि-तत्र एव देवता मूर्तिः भक्त्या या दृश्यते क्वचित् गंगायां च विशेषेण प्रवाहाभेदबुद्धये प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात् तया जले विहितात् च फलात् तत् हि प्रतीत्य अपि विशिष्यते.

सान्वयपदार्थः-तत्र તે ( બે રૂપવાળાં શ્રીગંગાજી ) માં एव જ या જે देवता દેવતારૂપી मूर्तिः મૂર્તિવાળાં ( આધિદૈવિક ગંગાજી છે ) सा તે ( આધિદૈવિકી મૂર્તિ ) भक्त्या ભક્તિવડે गंगायां ગંગાપ્રવાહમાં च જ क्वचित् કોઈક વખતે (ભક્તિના ઉત્કર્ષની વખતે અથવા ગંગાદ્વાર (વગેરે કોઈક સ્થળમાં) विशेषेण વિશેષે કરીને ભક્તિની ઘણીક અધિકતાયે કરીને) प्रवाहाभेदबुद्धये ( દેખાતા ) પ્રવાહમાં અભેદ બુદ્ધિવાળા (પુરુષ)ને प्रत्यक्षा પ્રત્યક્ષ-નજરે दृश्यते દેખાય છે सर्वेषां બધાંઓને न (પ્રત્યક્ષ દેખાતાં)

નથી (તોપણ) तया તે [પરમ ભક્તને પ્રત્યક્ષ થનારા દેવતારૂપ શ્રીગંગાજી] તેણે કરીને जले ગંગાજલમાં प्राकाम्यं ઉત્તમ કામનાં વિષયપણું (શાસ્ત્રાદિકમાં નહિ નિષેધ એવો સ્નાનાદિક બધો ઉત્તમ વ્યવહાર કરવો એમ) स्यात् (સિદ્ધ) થાય છે (તેમ જ) तत् તે (શ્રીગંગાજીનું) જલ हि નિશ્ચયે કરીને विहितात् શાસ્ત્રમાં કહેલા फलात् ફલથી च અને प्रतीत्या મ્હોટાઓના અંતઃકરણની) પ્રતીતિવડે अपि પણ विशिष्यते (બીજા જલ કરતાં ) વિશેષ થાય છે.

ટીકા—આગળ કહેલાં આધિભૌતિક અને અધ્યાત્મરૂપ શ્રીગંગાજીમાંજ જે દેવતામૂર્ત્તિ એટલે આધિદૈવિકસ્વરૂપી શ્રીગંગાજી રહે છે. તે સ્વરૂપ, ભક્તિવડે શ્રીગંગાજીના પ્રવાહમાંજ, ભક્તિના ઉત્કર્ષ વખતે અથવા તો ગંગાદ્વાર વિગેરે કોઈક સ્થળમાં ભક્તિની આધિક્યતાએ કરીને દેખાતા પ્રવાહથી જેમની અભેદ બુદ્ધિ છે એવા પોતાના ભક્તને પ્રત્યક્ષ દેખાય છે પણ બધાઓને અર્થાત્ પ્રવાહમાં જેમની ભેદવાળી બુદ્ધિ હોય છે તેવાઓને પ્રત્યક્ષ થતાં નથી. તોપણ તે આધિદૈવિકી ગંગાજીથી તેના જળમાં શાસ્ત્રાદિકથી નહી નિષેધ એવો સ્નાન વિગેરે ઉત્તમ વ્યવહાર કરવો એવો ભાવ સિદ્ધ થાય છે તથા તે ગંગાજીનું જલ નિશ્ચયે કરીને શાસ્ત્રમાં કહેલા ફલથી અને મ્હોટાઓના અંતઃકરણની પ્રતીતિથી પણ બીજાં જલ કરતાં વિશેષ માનવામાં આવે છે.

---

तत्रैव देवता मूर्त्तिर्भक्त्या या दृश्यते क्वचित् ।
गंगायां च विशेषेण प्रवाहाभेदबुद्धये ॥ ७ ॥

અર્થઃ—જે પુરુષની ગંગાજીના પ્રવાહ સાથે દેવતાની અભેદબુદ્ધિ છે તેને તો ભકિતએ કરીને ગંગાજલને વિષે તે દેવતા સ્વરૂપના દર્શન કોઈ એક સમયે થાય છે, તે દેવતા ગંગાજીનું આધિદૈવિક સ્વરૂપ છે, એ મૂળ શ્લોકનો અર્થ. હવે શ્રીગુસાંઇજી ટીકામાં કહે છે કે ગંગાજીના બે સ્વરૂપ આગલા શ્લોકમાં કહ્યા છે તે કરતાં દેવતારૂપ ગંગાજી જૂદાં છે, તેનાં દર્શન તો એક ભકિત વડે જ થાય છે, મર્યાદામાર્ગની રીતથી ઉપાસનાવડે થતાં નથી, તે પણ કોઇ એક સમયે

અતિશય ભક્તિની વૃદ્ધિ ગંગાજીમાં થાય છે ત્યારે દર્શન થાય છે, પણ જેની બુદ્ધિ ગંગાજીના જલ સાથે તથા દેવતા સાથે અભેદરૂપે ભક્તિએ કરીને થઇ હોય કે ગંગાજલ છે તેમાં દેવતા છે, માટે દેવતા છે તેજ ગંગાજલ છે એવી બુદ્ધિ જેની થઇ હોય તો ગંગાજીના પ્રવાહ મધ્યે દેવતારૂપ ગંગાજી તેને પ્રત્યક્ષ રૂપે એટલે દેવતારૂપે દર્શન આપે, એ દૃષ્ટાંતે કરીને જણાવ્યું કે ભગવતસ્વરૂપની બુદ્ધિ આ જગતને વિષે ભક્તને દર્શન થવામાં ભગવાનને વિષે અતિશય સ્નેહે કરીને ભગવાન સાથે અને જગત સાથે અભેદ બુદ્ધિ ભકતની થાય તો તેજ ઠેકાણે ભગવાન પ્રકટ થઇને તેને દર્શ આપે. એ રીતે શ્રીગુસાંઇજી કહે છે કે, શ્રીમહાપ્રભુજીએ આ શ્લોકમાં કહ્યું છે, હવે એનો ભાવાર્થ કહીએ છીએ કે સપ્તમસ્કંધ ભાગવતમાં કહ્યુ છે કે પ્રહ્લાદજીને જગતને ભક્તરૂપ બુદ્ધિ થઇ હતી. તેથી પ્રહ્લાદજી નિર્ભય થયા હતા, જે સર્વ ઠેકાણે મારા પ્રભુ બિરાજે છે હવે તેને કોણ મારનાર છે એવું જાણીને ભગવાનની ભકિત પ્રહ્લાદે મૂકી નહિ, હિરણ્યકશિપુએ પ્રહ્લાદને ભકિત મૂકાવવા સારૂ ઘણું દુઃખ દીધું, છેવટ દૈત્યો પાસેથી તલવાર, ભાલા, મુદ્ગરવનો માર મરાવ્યો પણ પ્રહ્લાદજીની અભેદબુદ્ધિ તલવાર, ભાલામાં હતી જે એમાં મારા પ્રભુજી છે તો સર્વે હથીઆર ફૂલ બરાબર પ્રહ્લાદને લાગ્યાં અને સ્થંભમાંથી પ્રકટ થઇને ભગવાને દર્શન આપ્યાં, એજ રીતે રંતિદેવ રાજાએ બ્રાહ્મણ તથા શૂદ્ર તથા ચાંડાલ સર્વેને વિષે ભગવાન બિરાજે છે; એવી બુદ્ધિ રાખીને તેને જમાડ્યા, અને પોતે ભૂખ્યા રહ્યા. એવી એવી જગત્‌ને વિષે અભેદ બુદ્ધિવડે તેજ ઠેકાણે ભગવાન પ્રકટ થઇને રંતિદેવ રાજાને દર્શન આપ્યાં, એજ સિદ્ધાંત શ્રીમહાપ્રભુજીએ આ શ્લોકમાં કહ્યો છે કે જડ તથા જીવ તથા અંતર્યામિરૂપે કરીને આ જગત્‌રૂપ અંશે કરીને ભગવાન પોતે છે માટે ભગવાનની બુદ્ધિ સર્વ પ્રાણિમાં રાખીને તેનાં ઉપર દયા ઉપકાર સન્માન નિરહિંસકપણું ભગવાનનો અંશ જાણીને જે ભકત કરે છે, અને ભગવાનની ભકિત પ્રેમ સહિત કરે છે તેને ભગવાનના દર્શન આ જગત્‌ને વિષે થાય છે. એ રીતે આ શ્લોકનો ભાવાર્થ છે. એજ વાત કપિલદેવે તૃતીયસ્કંધ ભાગવતના ઓગણત્રિશમા અધ્યાયમાં કહી છેઃ—

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगाम्भसोऽम्बुधौ ॥१३॥

**અર્થઃ**—મારા ગુણનું શ્રવણ કરીને જેના મનની નિરંતર ગતિ મારે વિષે રહે છે અને પ્રાણિમાત્રમાં હું બિરાજુ છું એવું જે જાણે છે તે જેવું ગંગાજીનું શુદ્ધજલ છે તેવા તે ભકત શુદ્ધ નિર્ગુણ જાણવા, એ રીતે જગત્‌ને વિષે અભેદ બુદ્ધિ રાખનારને નિર્ગુણ ભકત કહ્યા છે, હવે જગત્‌ને વિષે ભેદદૃષ્ટિ રાખનારને કપિલ

દેવજી કહે છે:—

**आत्मनश्च परस्यापि यः करोत्यन्तरोदरम् ।**
**तस्य भिन्नदृशो मृत्युर्विदधे भयमुल्बणम् ॥ २९ ॥**

**અર્થ:**—જે પુરુષ પોતાના આત્મા વિષે અને પારકાના આત્મા વિષે જરા પણ ભેદ રાખે છે એવા ભેદ દૃષ્ટિવાળાને હું મૃત્યુનો ભય આપું છું. તે પુરુષ કાળથી કદી નિર્ભય થતા નથી એ રીતે ભગવાને કહ્યું તેનું કારણ એ છે કે આપણા આત્માને વિષે જડ એટલે પંચમહાભૂત તે ભગવાનની સત્તાનો અંશ અને જીવ એટલે ભગવાનના ચૈતન્યતાનો અંશ, અને અંતર્યામી એટલે ભગવાનના આનંદનો અંશ એ ત્રણે અંશ સર્વ પ્રાણિમાત્રમાં સરખાં છે. માટે પારકામાં અને આપણામાં જરા પણ ભેદ નથી, એ રીત અભેદ છતાં સામા માણસને પારકો જાણીને તેના પૈસા ઘાલે છે, તેની વસ્તુ ચોરી લે છે, તેને દુ:ખ દે છે તેની હિંસા કરે છે, તેની સાથે દગલબાજી કરે છે, તેને વિશ્વાસઘાત કરે છે. પણ મનમાં સમજતો નથી કે એ કોની સાથે કરૂં છું. મારામાં અને તેનામાં વસ્તુ તો એક જ છે તેથી જેટલું દુ:ખ સામા માણસોને કરૂં છું તેટલું દુ:ખ મનેજ કરૂં છું, એટલું સમજતો નથી. જેમ આપણો હાથ આપણા અંગ ઉપર મારવાથી આપણને લાગે છે, તેમ સામા માણસને દુ:ખ દીધાથી તે સર્વ દુ:ખ આપણને થાય છે. તરત તો તે દુ:ખ આપણને થતું દેખાતું નથી પણ કાળે કરીને નશ્ચે થાય છે, માટે ભગવાને કહ્યું કે ભેદદૃષ્ટિવાળાને કાળનો ભય હું આપું છું માટે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે જગતને વિષે ભગવાનનો ભાવ રાખીને જે ભગવાનની ભક્તિ કરે છે તેને આ જગતને વિષે ભગવાનના દર્શન નિશ્ચે થાય છે, એ રીતે સાતમા શ્લોકનો ભાવાર્થ કહીને હવે ગ્રંથનો આઠમો શ્લોક કહે છે:—

**प्रत्यक्षा सा न सर्वेषां प्राकाम्यं स्यात्तया जले ।**
**विहिताच्च फलात्तद्धि प्रतीत्यापि विशिष्यते ॥ ८ ॥**

**અર્થ:**—ગંગાજીમાં જે દેવતાનું સ્વરૂપ છે, તેના દર્શન બધાને પ્રત્યક્ષ થતાં નથી કેવલ તેના પરમ ભક્ત છે તેનેજ પ્રત્યક્ષ થાય છે. પણ તે જલમાં સ્નાનાદિક કરવાથી ફલ પ્રાપ્તિની વિધિ, તથા માહાત્મ્યની પ્રતીતિથી ગંગાજલ છે તે બીજા સર્વ જલ કરતાં શ્રેષ્ઠ છે, એ મૂળ શ્લોકનો અર્થ હવે શ્રીગુસાંઈજીની ટીકામાં કહે છે કે, આપણું સર્વ મન વાંછિત સ્વરૂપે કરીને સ્થાનત્વે કરીને તે જલનું જ્ઞાન થવા થકી સર્વત્ર અનિષિદ્ધ યથેષ્ટ વ્યવહાર થાય છે, એ પ્રાકામ્યનો અર્થ છે અથવા એજ રીતે કહેલો પ્રકાર ભગવાનના દર્શનને વિષે

એ જ છે કે સર્વ જગત્‌ને વિષે ભગવાનનો ભાવ રાખવો, ભક્તિએ કરી ગંગાજીના દર્શન થયાં પછી પ્રવાહરૂપને વિષે પણ વિધિથી સ્વર્ગ અને મોક્ષફલ કરતાં વિશેષતા છે તે રીતે જગત્ વિષે જાણવું, અને જેને ગંગાજી પ્રત્યક્ષ નથી તેને પણ તે જલને વિષે દેવતા રૂપ ગંગાજી છે એવો સમ્બન્ધ અનુભવે કરીને તે જલને વિષે કામના રાખીને શ્રદ્ધાપૂર્વક વ્યવહાર થાય છે, કેમકે પુરાણાદિકને વિષે જે જલના દર્શને કરાને જે ફૂલ થવું કહ્યું છે તેના અનુભવે કરીને મોટા પુરુષોનાં અંતઃકરણમાં પ્રતીત પણ છે કે તે જલ બીજા જલો કરતાં શ્રેષ્ઠ છે. એ રીતે જેના હૃદયમાં ભગવાન સાંનિધ્ય છે તે ભક્ત બીજા કરતાં શ્રેષ્ઠ છે. એ જ કારણ માટે ભાગવતમાં ભગવાને કહ્યું કે મારા ભક્તોએ મારા સ્વરૂપનું દર્શન તથા સ્પર્શ તથા પૂજન કરવું. એ રીતે શ્રીગુસાંઈજીએ ટીકામાં કહ્યું, તેનો ભાવાર્થ હવે કહીએ છીએ. ટીકામાં શ્રીગુસાંઈજીએ કહ્યું કે આપણું મનવાંછિત સ્વરૂપનું જલને વિષે જ્ઞાન થયા પછી સારી પેઠે વ્યવહાર થઈ શકે એ રીતે કહ્યું તેનો અભિપ્રાય એ છે કે જેમ ગંગાજલને વિષે દેવતા સ્વરૂપનું જ્ઞાન થયા પછી તે જલથી રસોઈ કરવી અને જલમાં પગ મૂકીને ન્હાવું ઈત્યાદિ નહી બની શકે, તેમ જગત્ વિષે ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થયા પછી સ્વસ્ત્રીપુત્રાદિ વ્યવહાર તથા વૃક્ષાદિકને કાપવું, ફૂલાદિક ખાવા, કોઈની ઉપર તામસ કરવો ઇત્યાદિ વ્યવહાર કેમ સિદ્ધ થશે ? એવી કોઈ આશંકા કરે, તે ઉપર શ્રીગુસાંઈજીએ કહ્યું કે અનિષિદ્ધ યથેષ્ટ વ્યવહાર કરો શકાય છે. કારણ કે જગત્ છે તે ભગવાનનું આધિભૌતિક સ્વરૂપ છે. તેમ વ્યવહાર કરનાર પુરુષ પણ ભગવાનનું આધિભૌતિક સ્વરૂપ છે. માટે વેદમાં કહ્યું છે કે ભગવાન જ કર્તા છે, અને ભગવાન જ સર્વ વસ્તુના ભોક્તા છે. આ ઠેકાણે કોઈ એમ કહેશે કે આ જીવ પાપ કરશે તેના પણ ભગવાન કર્તા અને ભગવાન ભોક્તા થશે. એ જીવને માથે કાંઈ પાપ નથી, એવો કુતર્ક કરશે તે ઉપર શ્રીગુસાંઈજીએ કહ્યું છે અનિષિદ્ધ એટલે શાસ્ત્રમાં જે નિષિદ્ધ નથી એવો વ્યવહાર થઈ શકે છે. જેમ જગત્કર્તા અને જગતરૂપ પોતે છે તેમ શાસ્ત્ર પણ પોતાની આજ્ઞા રૂપ છે તે દ્વારા નિષિદ્ધ કરવાનું વર્જીત કરેલું છે તેથી આ જીવ નિષિદ્ધ કરે છે જ તે દુઃખ ભોગવવું પડે, કેમકે ભાગવત ષષ્ઠસ્કન્ધમાં કહ્યું છે કેઃ—

नारायणः साक्षात् ।

**અર્થઃ**—વેદ છે તે સાક્ષાત ભગવાનનું રૂપ છે અને ભગવાન છે તે સર્વનું મૂલ સ્વરૂપ છે. અને જગત્ છે તે અંશસ્વરૂપ છે. માટે મૂલ સ્વરૂપની આજ્ઞા પ્રમાણે ચાલવું એ તેનો અભિપ્રાય છે. વળી શ્રીગુસાંઈજીએ કહ્યું કે જગતને વિષે ભગવદ્‌ભાવ રાખવો, એ જ ભાવ વડે ભગવાનના દર્શન થાય છે.

પણ જેને ગંગાજીનાં દર્શન થયાં નથી તે પુરુષ ગંગાજીનું માહાત્મ્ય શાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે સ્નાન પૂજન કરે છે, તે ગંગાજી દેવતારૂપ જળમાં છે એવું જાણીને કરે છે તેમ ભગવાનનો ભકત પણ જગતના પદાર્થની પાષાણાદિક મૂર્તિનું પૂજન શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે પ્રભુનું સ્વરૂપ જાણીને કરે છે, માટે ભાગવતમાં ભગવાને કહ્યું કેઃ—

मल्लिङ्गमद्भक्तजनदर्शनस्पर्शनार्चनम् ।

અર્થઃ—મારા ભકતે મારા સ્વરૂપનું દર્શન તથા સ્પર્શ એટલે ચરણસ્પર્શ અને પૂજન સદા કરવું. પાષાણાદિકની મૂર્તિ છે એવું જાણીને ન કરવું, તે સારૂ મારૂં સ્વરૂપ મૂર્તિને કહ્યું અને તેમાં ભગવાનનો સાક્ષાત્ ભાવ રાખીને તેનો સ્પર્શ તથા પૂજન કરવું કહ્યું, પણ શાસ્ત્રવિરૂદ્ધ ચાલનારા લોકો તેને કેવળ જડ પદાર્થનું પૂજન કરીને કહે છે. અને તે પૂજનને કનિષ્ઠ કરીને માને છે, અને તે પૂજનના કરનારને ઢોંગી કરીને કહે છે એવા લોકોને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન નથી એટલા સારૂ શ્રીગુસાંઇજીએ કહ્યું છે કે જેના હૃદયમાં ભગવાન સન્નિધાન છે તે ભકત બીજા કરતાં શ્રેષ્ઠ છે જેમ બીજા જળ કરતાં ગંગાજળ શ્રેષ્ઠ છે.

તેમ સાતમા શ્લોકની ટીકામાં ભગવાનનું વચન કહ્યું છે તેમાં લખ્યું છે કે જેનું ચિત્ત નિરંતર મારે વિષે છે અને જગતને વિષે મારો જેને ભાવ છે તે પુરુષ શુદ્ધ ગંગાજળ છે તેને નિર્ગુણ જાણવો, એ જ રીતે શ્રીગુસાંઇજીએ તે ભકતને શ્રેષ્ઠ કહ્યા છે, એ રીતે આઠમા શ્લોકનો ભાવાર્થ છે. હવે ગ્રંથનો નવમો શ્લોક કહે છેઃ—

श्लोकः—यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ।
यथा देवी तथा कृष्णस्तत्राप्येतदिहोच्यते ॥९॥

पदानि—यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् यथा देवी तथा कृष्णः तत्र अपि एतत् इह उच्यते.

सान्वयपदार्थः—यथा જેમ जलं ( દેખાતું પ્રવાહરૂપી ) જલ तथा તેમ सर्वं બધું–જગત્ यथा જેમ शक्ता (પાપાદિક નિવૃત્ત કરવામાં) શક્તિવાળાં ( તીર્થરૂપ શ્રીગંગાજી ) तथा તેમ बृहत् અક્ષરબ્રહ્મ (અને) यथा જેમ देवी દેવતારૂપી [ આધિદૈવિકી શ્રીગંગાજી ] तथा તેમ कृष्णः ( સર્વજ્ઞ–સર્વ

શક્તિમાન્) શ્રીકૃષ્ણ (જાણવા હવે) [૧૬]इह આ સિદ્ધાંત વિષે [૧૩]तत्र તે [આધિદૈવિક વિચાર] માં [૧૪]अपि પણ [૧૫]एतत् એ ( આગળ કહેવાનું ) [૧૭]उच्यते કહિએ છીએ અથવા [૧૩]तत्र તે (જગત્‌રૂપ) માં [૧૪]अपि પણ [૧૫]एतत् [આગળ કહેવાનું જે ઓછા વધતાપણું ] એ [૧૭]उच्यते કહિએ છીએ

ટીકા—જેમ દેખાતું પ્રવાહરૂપી જલ શ્રીગંગાજીનું આધિભૌતિક સ્વરૂપ છે, તેમ અહીં પ્રપંચ છે, તે બ્રહ્મનુ આધિભૌતિક સ્વરૂપ છે. અને જેમ સ્નાનાદિક કરવાથી પાપાદિકને નિવારણ કરવામાં અને શાસ્ત્રોક્ત ફલને આપવામાં સમર્થ તીથરૂપી શ્રીગંગાજીનું આધ્યાત્મિક સ્વરૂપ છે. તેમ અહીં આધ્યાત્મિક સ્વરૂપ અક્ષરબ્રહ્મ છે. અને જેમ મૂર્તિ વાળાં આધિદૈવિકરૂપ શ્રીગંગાજી તેમ અહીં સર્વ શક્તિમાન્ સચ્ચિદાનંદ શ્રીકૃષ્ણ છે એમ જાણવું અને હવે પછી આ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત વિષે તે આધિદૈવિક દૃષ્ટાંતના વિચારમાં પણ જેમ ગંગાજીનું આધિભૌતિક સ્વરૂપ જલ તો એક તરેહનું છે અને બ્રહ્મનું આધિભૌતિકરૂપ જગત્ તો એક તરેહનું નથી તે કેમ ? એ વિષે જે કાંઇ ઓછા વધતાપણામાં જે અપેક્ષિત છે તે કહિએ છીએ.

यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ।
यथा देवी तथा कृष्णस्तत्राप्येतदिहोच्यते ॥ ९ ॥

અર્થ:—જેમ ગંગાજીનુ જલ તેમ સર્વ જગત્ છે જેમ શક્તિયુક્ત, તીર્થરૂપી શ્રીગંગાજી, તેમ અક્ષરબ્રહ્મ છે. જેમ દેવતારૂપ ગંગાજી તેમ શ્રીકૃષ્ણ આધિદૈવિક સ્વરૂપ શાસ્ત્રમાં કહ્યા છે. એ મૂલ શ્લોકનો અર્થ હવે એનો ભાવાર્થ કહે છે.

જેમ ગંગાજીનું જલ ગંગાજીના દેવતાનું આધિભૌતિક સ્વરુપ છે તેમ આ જગત શ્રીકૃષ્ણનું આધિભૌતિક સ્વરૂપ છે વળી જેમ ગંગાજીના દેવતાનું સ્વરૂપ તીર્થરૂપ છે. જે તેમાં ન્હાવાથી બ્રહ્મહત્યાદિક પાપ મટાડે છે તે ગંગાજીના દેવતાનું આધ્યાત્મિક સ્વરૂપ છે. તેમ શ્રીકૃષ્ણનું આધ્યાત્મિક સ્વરૂપ અક્ષરબ્રહ્મ છે તે અક્ષરબ્રહ્મની જે ઉપાસના જ્ઞાની કરે છે, તેને અક્ષરબ્રહ્મની મુક્તિ આપે છે. જેમ ગંગાજીનું મૂલ સ્વરૂપ દેવતારૂપ છે. આધિદૈવિક એટલે મૂલ

સ્વરૂપ છે. તેમ શ્રીકૃષ્ણ આ જગતનું અને અક્ષરબ્રહ્મનું મૂલ સ્વરૂપ છે. એ રીતે જલરૂપ તીર્થ એ બંને સ્વરૂપ એક ગંગાજીના દેવતાના જ છે. તેમ જગત તથા અક્ષરબ્રહ્મ એ બન્ને સ્વરૂપ શ્રીકૃષ્ણના જ છે, જે રીતે ગંગાજીના જળ સાથે ગંગાજીના દેવતાનો અભેદ છે તે રીતે જગતની વસ્તુનો શ્રીકૃષ્ણ સાથે અભેદ છે. એ ઠેકાણે કોઈ એવી આશંકા કરશે કે જ્યારે શ્રીકૃષ્ણનો સર્વ જગતની વસ્તુ સાથે અભેદ છે ત્યારે સર્વ વસ્તુનું પૂજન કરવું ઘટે છે, ત્યારે વૈષ્ણવ માર્ગવાળા શિવ તથા વિષ્ણુમાં ભેદ કેમ માને છે? તેમ અંશ કૃષ્ણ પૂર્ણ કૃષ્ણમાં ભેદ કેમ માને છે? એ રીતની કોઈ આશંકા કરશે, તેનો ઉત્તર એ છે કે આધિદૈવિક આધ્યાત્મિક આધિભૌતિક એ ત્રણ ભેદ શાસ્ત્રમાં કહ્યા છે. ભાગવત દ્વિતીયસ્કંધમાં કહ્યું છેઃ—

आध्यात्मिकोयं पुरुषः सोसावेवाधिदैविकः ।
यस्तत्रोभयविच्छेदः स स्मृतो ह्याधिभौतिकः ॥

અર્થ:—આ પુરુષ આધ્યાત્મિક છે અને તેજ આધિદૈવિક છે. એ બન્નેમાંથી જે જૂદું થયું છે તે આધિભૌતિક કહેવાય છે એ ત્રણેમાં દૃષ્ટાંત કહીએ છીએ તેથી એ ત્રણેનું સ્વરૂપ સમજવામાં આવશે, જેમ અગ્નિનો કુંડ આધિદૈવિક એટલે મૂળ સ્વરૂપ છે તે કુંડમાંથી એક મ્હોટો તણખો ઉઠયો તે આધ્યાત્મિક કહેવાય છે, તે મ્હોટા તણખામાંથી ફાટીને ઝીણો તણખો નીકળ્યો તે આધિભૌતિક કહેવાય છે એ રીતે મ્હોટો તણખો અને ઝીણો તણખો એ બન્ને અગ્નિનું જ સ્વરૂપ છે માટે અગ્નિ સાથે અભેદ છે, વસ્તુતાએ કરીને એ બન્ને અગ્નિ જ છે તેમ જગત્ ભગવાનનું જ સ્વરૂપ છે પણ જે સામર્થ્ય અગ્નિકુંડમાં છે તે સામર્થ્ય મ્હોટા તણખામાં નથી, કેમકે અગ્નિકુંડમાં જે વસ્તુ પડે તે બળીને ભસ્મ થઈ જાય અને મ્હોટા તણખાથી તે વસ્તુને તરત બાળી શકાય નહિ અને ઝીણો તણખો છે તે તો રૂના જેવી પોચી વસ્તુ જરાક બાળી શકે બીજી વસ્તુ તેથી બળી શકે નહિ એ રીતે ઉત્તરોત્તર એક બીજાના સામર્થ્યમાં ભેદ છે. અને અગ્નિપણે કરીને અભેદ છે એ રીતે જે સામર્થ્ય શ્રીકૃષ્ણમાં છે તે સામર્થ્ય અક્ષરબ્રહ્મમાં નથી અને અક્ષરબ્રહ્મથી પ્રકટ થયા છે જે નારાયણ તેમાં અક્ષરબ્રહ્મ જેટલું સામર્થ્ય નથી અને નારાયણથી પ્રકટ થયા જે વિષ્ણુ શિવ બ્રહ્માજી તેમાં નારાયણ જેટલું સામર્થ્ય નથી અને શિવ બ્રહ્મા જેટલું સામર્થ્ય ઇંદ્રાદિ દેવતામાં નથી. ઇંદ્રથી દેવતા જેટલું સામર્થ્ય બીજા નાના દેવતામાં નથી અને નાના દેવતા જેટલું સામર્થ્ય મનુષ્યોમાં નથી અને મનુષ્યો જેટલું સામર્થ્ય જનાવરોમાં નથી અને જનાવરો જેટલું સામર્થ્ય વૃક્ષાદિકમાં નથી. એ રીતે ઉત્તરોત્તર સામર્થ્યમાં ભેદ છે, પણ જડ જીવ અંતર્યામી એ ત્રણમાં ભેદ નથી એ ત્રણે સર્વમાં સરખાં છે.

કારણકે એ જ મનુષ્ય કર્મે કરીને વૃક્ષ થાય છે અને એ જ મનુષ્ય દેવતા થાય છે અને તે જ મનુષ્ય અક્ષરબ્રહ્મને ભેદીને પૂર્ણબ્રહ્મ પાસે જાય છે જ્યાં ઇંદ્રાદિક દેવતા જઈ શકતા નથી, માટે જગત્‌ના સ્વરૂપ કરતાં પૂર્ણ શ્રીકૃષ્ણમાં સામર્થ્ય સર્વ કરતાં વધારે છે અને તેની જ ભક્તિ કરવાથી અક્ષરબ્રહ્મ ભેદીને પુરુષોત્તમ પાસે જવાય છે એ રીતે વેદ, પુરાણ, ગીતાજીમાં કહ્યું છે તે સારૂ સેવા સ્મરણ અને ભકિત પૂર્ણપુરુષોત્તમની જ કરવી પણ જગત્ વિષે અભેદ બુદ્ધિ તે પુરુષોત્તમનું અંશરૂપ જાણીને રાખવી, એવો વેદશાસ્ત્રનો સિદ્ધાન્ત છે એટલા સારૂ એક વસ્તુના ત્રણ સ્વરૂપો ત્રણ ભેદે કરીને શ્રીમહાપ્રભુજીએ આ શ્લોકમાં કહ્યા છે એ રીતે નવમા શ્લોકનો ભાવાર્થ છે હવે દશમો શ્લોક ગ્રંથનો કહે છેઃ—

श्लोकः—जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः।
देवतारूपवत्प्रोक्ता ब्रह्मणीत्थं हरिर्मतः ॥१०॥

पदानि—जगत्[१] तु[२] त्रिविधं[३] प्रोक्तं[४] ब्रह्मविष्णुशिवाः[५] ततः[६] देवता-रूपवत्[७] प्रोक्ताः[८] ब्रह्मणि[९] इत्थं[१०] हरिः[११] मतः[१२].

સાન્વયપદાર્થઃ—जगत्[१] જગત્ तु તો [ જે હેતુ માટે ] त्रिविधं[२] ( સત્ત્વાદિક ત્રણ ગુણનાં કાર્યપણાએ કરીને ) ત્રણ તરેહનું प्रोक्तं[४] કહેલું છે. ततः[६] તે હેતુથી ब्रह्मविष्णुशिवाः[५] બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ ત્રણને देवतारूपवत्[७] ( ઉપાસ્ય ) દેવતાની પેઠે प्रोक्ताः[८] કહેલા છે. इत्थं[१०] એ રીતે ब्रह्मणि[९] અક્ષર-બ્રહ્મ વિષે हरिः[११] દુઃખ હરનારા શ્રીભગવાન્ પુરુષોત્તમ ) मतः[१२] ( આધિદૈવિકરૂપ માનેલા છે.

ટીકા—જે હેતુ માટે આ જગત્‌ને સત્ત્વાદિક ત્રણ ગુણનાં કાર્યપણાએ કરીને ત્રણ તરેહનું કહેલું છે તે હેતુથી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણને ત્રિગુણાત્મક જગતને નિયમમાં રાખનારા અને ઉપાસના કરવા યોગ્ય અને ત્રણ ગુણરૂપ જગત્‌ની પેઠે, ત્રણ ગુણની ઉપાધિવાળા છે, એમ ગીતાજી વગેરેમાં કહેલા છે. એ રીતે ( આધિદૈવિકના વિચાર

**બાબતમાં ) અક્ષરબ્રહ્મ વિષે; પોતાના સ્મરણ કરનારાઓના સર્વ દુઃખને હરનાર શ્રીપુરુષોત્તમ આધિદૈવિકરૂપે કરીને માનેલા છે.**

जगत्तु त्रिविधं प्रोक्तं ब्रह्मविष्णुशिवास्ततः ।
देवतारूपवत्प्रोक्ता ब्रह्मणीत्थं हरिर्मतः ॥ १० ॥

**અર્થઃ**—જગત્ જે છે તે રાજસ સાત્ત્વિક તામસ એ ત્રણ ગુણના ભેદે કરીને ત્રણ પ્રકારનું છે તેમાં ત્રણ ગુણના અધિષ્ઠાતા બ્રહ્મા વિષ્ણુ શિવ આ ત્રણે ઉત્પતિ પાલન અને સંહારના કર્તા દેવતા છે પણ એ સર્વે વ્યવહાર અક્ષરબ્રહ્મમાં છે એ પ્રકારે સર્વનું આધિદૈવિક સ્વરૂપ તો શ્રીકૃષ્ણને શાસ્ત્ર વિષે કહ્યા છે એ મૂળ શ્લોકનો અર્થ.

હવે ટીકામાં શ્રીગુસાંઇજી કહે છે જે ત્રિગુણાત્મક ત્રણ સ્વભાવે કરીને પ્રકટયા છે તેણે કરીને તે ગુણના નિયામક બ્રહ્માદિક ભગવાને જ કરેલા છે એ સર્વે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે એ રીતે કહ્યું છે એનો ભાવાર્થ કહીએ છીએ. ભાગવત દ્વિતીયસ્કંધમાં કહ્યું છેઃ—

सत्त्वंरजस्तम इति निर्गुणस्य गुणास्त्रय : ।
स्थितिसर्गनिरोधेषु ग्रहीता मायया विभो ॥ १ ॥
सृजामि तन्नियुक्तोहं हरो हरति तद्वशः ।
विश्वं पुरुषरूपेण परिपाति त्रिशक्तिधृक् ॥ २ ॥

**અર્થઃ**—નિર્ગુણ એવું જે અક્ષરબ્રહ્મ તેના સત્ત્વ રજ તમ એ ત્રણ ગુણ છે તે પાલન ઉત્પત્તિ અને સંહાર કરવા સારૂ ભગવાને પોતાના સામર્થ્ય વડે ગ્રહણ કર્યા છે. બ્રહ્માજી નારદજી પ્રતિ કહે છે જે હું સૃષ્ટિને જે સર્જુ છું તે ભગવાનની સામર્થ્યથી અને મહાદેવજી સૃષ્ટિનો સંહાર કરે છે તે પણ હરિને વશ થઇને અને વિષ્ણુ સૃષ્ટિનું પાલન કરે છે એ રીતે ત્રણે શકિતનું ધારણ કરનાર ભગવાન છે તેની જ સામર્થ્ય વડે ત્રણે દેવતા ત્રણ કાર્ય કરે છે એ રીતે કહ્યું છે હવે એ ગ્રંથનો અગ્યારમો શ્લોક કહે છેઃ—

## श्लोकः-कामचारस्तु लोकेस्मिन्ब्रह्मादिभ्योनचान्यथा परमानंदरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः॥११॥

१ २ ३ ४ ५ ६ ७ ८
प॰ ॥नै—कामचारः तु लोके अस्मि॰ ब्रह्मादिभ्यः न च अन्यथ
९ १० ११ १२ १३
परमानं॰ रूप तु कृष्णे स्वात्मनि निश्चयः.

સાન્વયપદાર્થઃ–[૪]अस्मिन् આ ( ત્રણ તરેહના ) [૩]लोके લોકમાં [૧]कामचारः (ઉપાસકોની) ઇચ્છાએ કરીને (તે તે લોક વિષેની) પ્રાપ્તિ અથવા ભોગ તે [૨]तु તો [૫]ब्रह्मादिभ्यः બ્રહ્માદિકથી [૭]च જ (થાય છે) [૮]अन्यथा બીજી રીતે (બ્રહ્માદિક વિના અથવા બ્રહ્માદિકની ઇચ્છા કરતાં બીજી રીતે) [૬]न નથી (સિદ્ધ થતો) [૧૦]तु અને [૧૨]स्वात्मनि પોતાના આત્માને સારૂં परमानंदरूपे [૯]નિત્ય અને નિરવધિ આનંદરૂપ [૧૧]कृष्णे શ્રીકૃષ્ણમાં જ [૧૩]निश्चयः બીજા ઘણાએક કામના સમુદાયથી જુદો પડેલ એવો પરમઆનંદરૂપ કામચાર સિદ્ધ થાય છે.

ટીકા–આ ત્રણ તરેહનાં જગત્‌માં ઉપાસકોને પોતાની ઇચ્છાપ્રમાણે કામચાર એટલે તે તે લોકની પ્રાપ્તિ થવી કે ભોગ ભોગવવો; તે તો બ્રહ્માદિકથી જ સિદ્ધ થાય છે. બીજી રીતે એટલે બ્રહ્માદિક વિના અથવા તો બ્રહ્માદિકને જે આપવાની ઇચ્છા હોય, તેથી બીજી રીતે સિદ્ધ થતો નથી અને પોતાના આત્માને સારૂં તો નિત્ય અને નિરવધિ સુખરૂપ ભૂમા–શ્રીકૃષ્ણમાં જ બીજા ઘણાએક કામના સમુદાયથી નિષ્ક્રાંત એટલે જુદો પડેલો અને કૃષ્ણમાં એક નિષ્ઠાપણાથી પરમાનંદરૂપ, કામચાર સિદ્ધ થાય છે.

ટિપ્પણ—આ શ્લોકમાં स्वात्मनि એ સપ્તમી વિભક્તિ છે, તોપણ તેનો અર્થ ચતુર્થી વિભક્તિના અર્થ જેવો જ થાય છે કારણ કે, વ્યાકરણનો એવો નિયમ છે કે निमित्तात्कर्मयोगे નિમિત્તથી (ફલથી) સપ્તમી વિભક્તિ કરવામાં આવે છે. જો કર્મનો સંયોગ કે સમવાય સંબંધ હોય તો ( ઉદાહરણ ) (" चर्मणि द्वीपिनं हंति दंतयोर्हंति कुंजरं। केशेषु चमरीं हंति सीम्नि पुष्कलको हतः ॥ અર્થઃ–ચામડાં સારૂં દીપડાને મારે છે, દાંતને સારૂં હાથીને મારે છે વાળને સારૂં ચમરી મૃગને મારે છે અને અંડકોશ સારૂં ગંધમૃગને મ ") આ ઉદાહરણમાં સીમા એટલે અંડકોશ; પુષ્કલક એટલે ગંધમૃગ એ રીતે જેમ ચતુર્થીના અર્થમાં સપ્તમી વિભક્તિ કરી છે તેમ અહીં પણ स्वात्मनि આ ઠેકાણે આત્માને સારૂં એવો અર્થ

થાય છે. તેમ જ નિશ્ચયઃ આ ઠેકાણે નિઃ અને ચયઃ એ બે પદના યોગથી નિશ્ચય શબ્દ સિદ્ધ થયલો છે માટે યૌગિક છે. તેથી તેનો અર્થ એવો થાય છે કે પોતાનાં આત્માને સારૂં પરમાનંદરૂપ શ્રીકૃષ્ણમાં જ નિશ્ચય-કામચાર સિદ્ધ થાય છે. એટલે ઘણાએક કામના ચયાત્ સમુદાયથી નિઃ નિષ્કાંત-નિકલી ગયેલો અર્થાત્ જુદો પડેલો એવો કામચાર પોતાના આત્માને સારૂં તો શ્રીકૃષ્ણમાં જ સિદ્ધ થાય છે. અને યોજનામાં परमानंद-रूपे એ પદને લોકનું વિશેષણ કરેલું છે તે તેનો અર્થ એમ કરવો કે પરમ આનંદરૂપ લોકમાં એટલે લંલાયોગ્ય પ્રપંચમાં તો ભકતોના આત્મારૂપ શ્રીકૃષ્ણમાં કામચાર સિદ્ધ થાય છે.

---

कामचारस्तु लोकेस्मिन् ब्रह्मादिभ्यो न चान्यथा ।
परमानंदरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः ॥ ११ ॥

**અર્થ**:—લૌકિક કામનાની પ્રાપ્તિ તે તો આ લોકમાં બ્રહ્માદિક દેવતાઓથી પ્રાપ્ત થાય છે બીજે પ્રકારે થતી નથી અને પરમ આનંદ સ્વરૂપ જે શ્રીકૃષ્ણ છે તેમાં તો આપણા સ્વરૂપનો અભેદ નિશ્ચય થાય છે એ મૂલ શ્લોકનો અર્થ છે.

હવે શ્રીગુસાંઈજી ટીકામાં કહે છે કે ભગવાનના જે ભકત છે તેને તો પોતાના આત્માને વિષે આ લોક પરલોકને સા[illegible] શ્રીકૃષ્ણ જ સર્વ કામનાના આપનાર છે એ તેનો અર્થ છે અથવા ભકતના [illegible]શય સ્નેહે કરીને આપણા આત્મા જ એ પ્રભુ છે એવું જ્ઞાન થાય છે એટલે સર્વ અંશે કરીને પ્રાર્થના કરવી એ શંકા થતી નથી, એ પણ એનો અર્થ નિકલે છે એ રીતે શ્રીગુસાંઈજીએ કહ્યું છે એનો ભાવાર્થ કહીએ છીએ. આ લોકને વિષે લૌકિક ફલ એટલે ધનસ્ત્રીપુત્રાદિ સુખ તથા સ્વર્ગ મોક્ષ ઇત્યાદિ ફળ એ લૌકિક ફળ કહેવાય છે. તેના આપનારા બ્રહ્માજી શિવજી તથા વિષ્ણુ છે તે તેમના શરણાગત થએલા જીવોને ઇત્યાદિ ફળ આપે છે પણ શ્રીકૃષ્ણ જે પૂર્ણપુરુષોત્તમ છે તે તો પરમાનંદ સ્વરૂપ છે, પરમાનંદ એટલે અગણિતાનંદ જેના આનંદની ગણત્રી કોઈથી થઈ શકે નહી એવા શ્રીકૃષ્ણ છે તે તો પોતાના ભકતના આત્મા છે એવું જે ભકતને જ્ઞાન થયું છે તેને તો શ્રીકૃષ્ણ જ આ લોકનું સુખ અને પરલોકનું સર્વે પોતે જ આપે છે. એ બ્રહ્માદિક દેવતા તેને આપતા નથી માટે શ્રીકૃષ્ણના ભકત શ્રીકૃષ્ણને પ્રાર્થના કરશે ત્યારે જ શ્રીકૃષ્ણ તેને સર્વ સુખ આપશે એવી શંકા મનમાં રાખવી જ નહી, તે પ્રભુ પોતાની ઇચ્છાથી પોતાના શરણ થએલા જીવોને મનવાંછિત ફળ પ્રાર્થના કર્યા વગર આપે છે એ રીતે શ્રીગુસાંઇજીએ ટીકામાં કહ્યું તેનો અભિપ્રાય એ છે. આ ઠેકાણે કોઈ એવી આશંકા કરશે કે, મુકિત ફળને લૌકિ ફળમાં કેમ ગણાવ્યું?

મુક્તિફળ તો લૌકિક સંસાર મૂકીને મળે છે, જેને સારૂ બ્રહ્મજ્ઞાની, યોગી, સંન્યાસી, તપસી તરસે છે. તેને પણ અનેક જન્મના સાધને કરીને કઠિનતાથી મળે છે માટે એ ફળ અલૌકિક છે, તેને લૌકિક ફળ તમે કેમ કહ્યું ? બીજી આશંકા એ છે કે લૌકિક ફળ જે ધન રાજ્ય ઇત્યાદિ પોતાના ભકતને પ્રભુ આપતા નથી એ રીતે દશમસ્કન્ધ ભાગવતમાં કહ્યું છે. અને શ્રીગુસાંઈજી કહે છે કે આ લોક અને પરલોક બન્નેનું સુખ ભગવાન્ આપે છે એ વાર્તા શાસ્ત્રથી ઉલટી છે ? ત્રીજી આશંકા એ છે કે ભગવાન સર્વના આત્મા છે, માટે સર્વેને સમાન સુખ આપવું જોઇએ ? અને તમે કહ્યું કે જે ભકતને એવું જ્ઞાન થાય કે ભગવાન જ મારા આત્મા છે તેને જ ભગવાન્ આ લોક પરલોકનું સુખ આપે છે બીજાને આપતા નથી ? ત્રણ આશંકા તમારા કહેવામાં થાય છે માટે એ ત્રણેનો ઉત્તર કહીએ છીએ. ગીતાજીમાં અ. ૯ શ્લો. ૨૯માં ભગવાને કહ્યું છેઃ—

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥

**અર્થઃ**—હું સર્વ જીવોમાં સમાનપણે બિરાજમાન છું માટે મને કોઈ દ્વેષી નથી અને પ્રિય પણ નથી, પણ જે ભક્ત સ્નેહે કરીને મારૂં સેવન કરે છે તેને વિષે હું બિરાજું છું અને તે ભકત મારા વિષે રહે છે એ રીતે ભગવાનને કહ્યું પણ એ શ્લોકમાં પરસ્પર વાક્યવિરોધ આવે છે, કારણકે પ્રથમ ભગવાને કહ્યું કે હું સર્વમાં સમાનરૂપે બિરાજું છું તેથી ભક્તમાં પણ ભગવાન બિરાજે છે એ સિદ્ધ થઈ ચુકયું, ફરી ભગવાને કહ્યું કે ભક્તમાં જ બિરાજું છું તે થકી બીજાઓમાં બિરાજતા નથી એવું સિદ્ધ થાય છે ત્યારે સમાનપણે સર્વમાં બિરાજે છે એ સિદ્ધ થતું નથી ત્યારે ભગવાને કહ્યું તે ખરૂં કે ફરી કહ્યું તે ખરૂં ? એવો પ્રશ્ન એમાં ઉપજે છે તેનો ખુલાસો એ છે કે બન્ને વાત કહી તે ખરી છે કેમકે ભગવાન્ સર્વમાં સમાનપણે ઢાંકેલા અગ્નિની પેઠે બિરાજે છે, જેમ લોઢામાં તથા ચકમકના પથરમાં ઢાંકેલો અગ્નિ છે તેમ સર્વેમાં બિરાજે છે, અને ભક્તમાં પ્રકટ અગ્નિની પેઠે બિરાજે છે એટલો જ ભેદ છે તે ભેદ ભગવાને બતાવ્યો છે, કારણકે ભક્તોએ ભક્તિદ્વારા હૃદયરૂપી કાષ્ટનું મંથન કરીને તેમાંથી અગ્નિને પ્રકટ કરીને પોતાનાં હૃદયમાં ભગવાનને પધરાવ્યા છે. બીજા જીવોએ તેમ પધરાવ્યા નથી એ વાત એકાદશસ્કંધ ભાગવતમાં કહી છે એ જ વાર્તા ભગવાને નવમસ્કંધ ભાગવતમાં કહી છેઃ—

भक्ताश्च हृदयं मह्यं भक्तानां हृदयं त्वहम् ।
मदन्यं ते न जानंति नान्यं तेभ्यो मनागपि ॥

અર્થઃ—ભકત છે તે મારૂં હૃદય છે અને ભકતનું હૃદય હું છું એ રીતે સાક્ષાત્ ભગવાનની સાથે ભકતના હૃદયની એકતા કહી માટે ભકતના હૃદયમાં સાક્ષાત્ પ્રકટરૂપે ભગવાન્ બિરાજે છે. વળી ભગવાને એ શ્લોકમાં કહ્યું કે મારા ભક્ત મારા ઉપરાંત કોઇને જાણતા નથી અને હું પણ ભકત ઉપરાંત કોઈને જરા પણ જાણતો નથી. એ રીતે ભગવાનના કહેવાથી સિદ્ધ થયું કે ભકતને જ ભગવાન્ જાણે છે, માટે મન વાંછિત ફળ ભકતને ભગવાન આપે જ છે પણ ભક્ત લૌકિક ફળની ઇચ્છા રાખતા નથી. નિષ્કામપણે ભગવાનના સેવનની જ ઇચ્છા રાખે છે, પણ જોરાવરીથીં રાજ્ય વૈભવ તેને આપે છે, જેમ પ્રલ્હાદજીને જોરાવરીથી રાજ્ય આપ્યું, ધ્રુવજીને આપ્યું, પાંડવોને આપ્યું, અંબરીષને આપ્યું એ રીતે લૌકિક અને અલૌકિક બન્ને પ્રકારનું સુખ ભકતોને આપે છે, અને બ્રહ્માદિ દેવતાઓથકી તો કેવળ લૌકિક સુખ જ મળે છે, અલૌકિક સુખ મળતું નથી, કદાચ ઘણું આપે તો પોતાના સ્થાનનો મોક્ષ તેને આપે પણ તે મોક્ષનું સુખ જ્યંસુધી બ્રહ્મા વિષ્ણુ ને શિવ એની આયુષ્યની અવધિ શાસ્ત્રમાં કહી છે ત્યાં સુધી તે જીવ મોક્ષનું સુખ ભોગવે, અંતે શિવ બ્રહ્મા વિષ્ણુ અક્ષરબ્રહ્મમાં લીન થાય તેની સાથે તે જીવ પણ લીન થાય, ફરી તેને જુદો રહીને કદી સુખ મળતું નથી એટલા સારૂ બાલબોધ ગ્રંથમાં એ મોક્ષને લૌકિક મોક્ષ કહેલ છે અને પૂર્ણપુરુષોત્તમના ભકતને મુકિત કરતાં શ્રેષ્ઠફળ ગોલોકધામમાં પુરુષોત્તમનું સદા સેવન દર્શન મળે છે તે ગોલોક ધામનો કદી નાશ થતો નથી એવું અવિચલફળ પુરુષોત્તમના સેવન કરનારને મળે છે, તેથી ભકત મુકિતઓ લેવાની ઈચ્છા રાખતા નથી એવું તૃતીયસ્કન્ધ ભાગવત અધ્યાય ૨૯માં કપિલદેવે કહ્યું છેઃ—

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णंति विना मत्सेवनं जनाः ॥ १३ ॥

અર્થઃ—સાલોક્ય, સર્વ સાર્ષ્ટિ, સામીપ્ય, અને સારૂપ્ય એ ચાર પ્રકારની મુકિતઓ હું ભકતને આપું છું પણ તે ભકત મારા સેવન વગર એ મુકિતઓને લેવાના ઇચ્છા રાખતા જ નથી. સાલોકય મુકિત એટલે વિષ્ણુના વૈકુંઠમાં અથવા અક્ષરબ્રહ્મ ધામમાં વાસ કરવો. સાર્ષ્ટિ એટલે ભગવાનના છ ઐશ્વર્યાદિધર્મ તે જીવમાં આવે છે તેણે કરીને ભગવાન્ બરાબર તે સુખ ભોગવે છે. સામીપ્ય એટલે વિષ્ણુલોકમાં ભગવાનની સન્નિધાન રહેવું. સારૂપ્ય એટલે ભગવાનના સ્વરૂપમાં મળી જવું એ રીતે આ ચારે મુકિતની અવધિ છે તે પુરી થએ અક્ષરબ્રહ્મ ધામમાં વાસ કરવો.

અક્ષરબ્રહ્મ ધામમાં તે જીવ લીન થઈ જાય છે જેમ, જળમાં જળ મળી જાય છે તેને ફરી ભગવાનનું સુખ થતું નથી એટલા સારૂ ભકત મુકિતઓ લેવાની ઇચ્છા રાખતા જ નથી, સદા ભગવાનનું સેવન કરવાની ઇચ્છા આ લોકમાં અને પરલોકમાં રાખે છે એવું જાણીને અહિંઆં ભગવાનનું સેવન જ કરે છે માટે પદ્મપુરાણમાં ભાગવતમાહાત્મ્યમાં નારદજીએ ભકિતને કહ્યું છે કેઃ—

मुक्तिर्दासी ददौ तुभ्यम् ।

**અર્થ**:—હે ભકિત ! તને મુકિત સરખી દાસી ભગવાને આપેલી છે માટે તું ભગવાનને ઘણી પ્રિય છે એ રીતે મુકિતને ભકિતની દાસી કહી છે અને ભાગવત દ્વિતીયસ્કન્ધમાં પણ કહ્યું છે કે, ભગવાન ઘણું કરીને આ જીવોને મુકિત આપે છે પણ ભકિત આપતા નથી એ વચન ગયા માસનાં પુસ્તકમાં બતાવેલું છે માટે અહિંયાં લખ્યું નથી, તેજ રીતે ભકતોએ પણ કહ્યું છે નરસિંહમહેતાનાં પદમાં કહ્યું છે કે (ભકિત ન આપે નાથ ભકિત ન આપે)અને નંદદાસજી તુલસીદાસના ભાઇ તેણે કહ્યું છે ( નંદદાસ તોએ મુકિત લોન કોશો પાણી ) ભકતને મુકિત લોણના પાણી સરખી ખારી અગર લાગે છે, એટલે અણગમતી લાગે છે એ રીતે ભગવાનનાં સેવનનાં સુખ આગળ મુક્તિને શાસ્ત્રમાં ઠામ ઠામ તુચ્છ કરીને ગણી છે. તેને અજ્ઞાની માયાવાદી લોકો મ્હોટી કરીને ગણે છે અને ભકિતને તુચ્છ કરીને મન કલ્પિતથી કહે છે એ ઉપરાંત બીજા અભાગીયા તે કોણ હશે?! અને એવા અભાગીયાનાં કહ્યાથી સર્વ અચલ સુખને આપનારી એવી જે ભકિત તેને મૂકી દેશે એવા પણ કોણ હશે ? ! અને કદાચ ભકિતને મૂકશે તો તેને મુકિત પણ મળનાર નથી એવું શાસ્ત્રમાં કહ્યું છે. કેવલ બ્રહ્મજ્ઞાનને ભકિત વગર નિષ્ફલતા કહી છે એ વચન ગયા માસનાં પુસ્તકમાં લખેલાં છે માટે સર્વ સુખનાં આપનાર ભગવાન જ છે પણ પોતાનાં ભકતને ધન તથા રાજથી મદ ઉત્પન્ન થાય એવું હોય તો તેવા ભકતને ધન તથા રાજ આપતા નથી, કારણકે રાજને અંતે મદે કરીને નરકવાસ થાય છે એવુ શાસ્ત્રમાં કહ્યુ છે માટે પોતાના શરણ આવેલા ભકતને પોતે નરકમાં હાથે કરીને નાખવાની ઇચ્છા કદી ભગવાન કરતા નથી, તે સારૂ તેવા ભકતને ધન તથા રાજ આપતા નથી એવા દયાળુ પ્રભુ છે. જેમ તંબોળી પાનને સંભાળે છે તેમ પોતાના ભકતને ભગવાન સંભાળી લે છે એ રીતે એ શ્લોકનો ભાવાર્થ પૂરો થયો હવે એ ગ્રંથનો બારમો શ્લોક કહે છે.

श्लोकः-अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ।

१ २ ३ ४ ५ ६

पदानि-अतः तु ब्रह्मवादेन कृष्णे बुद्धिः विधीयताम् .

सान्वयपदार्थः—भक्तिमार्गमां સર્વને નિયમમાં રાખનાર શ્રી-કૃષ્ણ જ છે ) अतः એ હેતુ માટે तु પુનઃ ब्रह्मवादेन ( બધું બ્રહ્મ જ છે એ રીતે શ્રીભાગવત ગીતાજી અને વ્યાસસૂત્ર વિગેરેમાં કહેલા ) બ્રહ્મવાદે કરીને कृष्णे ( પરબ્રહ્મ ) શ્રીકૃષ્ણમાં बुद्धिः અંતઃકરણ विधीयताम् વિશેષે કરીને ધારણ કરવું.

ટીકા—આગળ કહેલી રીતે બધી વાત છોડીને, ભક્તિમાર્ગમાં તો સર્વને નિયમમાં રાખનારા, સર્વ સમર્થ, સદાનંદ, શ્રીકૃષ્ણ જ છે. એવા કારણથી બ્રહ્મવાદે કરીને એટલે सर्वं खल्विदं ब्रह्म तज्जलानितिशांत उपासीत આ દેખાતું એવું બધું જગત નિશ્ચયે કરીને બ્રહ્મ છે કારણ કે तज्जलान તે બ્રહ્મથી જ, જેનું જન્મ છે, તેમાં જ જેનો લય છે અને તેમાં જ જેનું જીવવું છે એ કારણ માટે શાંત થઈને તેનું ઉપાસન કર, એ રીતે છાંદોગ્યોપનિષદ્ના પાંચમા અધ્યાયમાં, તેમ જ "सदेव सौम्येदमग्र आसीत् હે સૌમ્ય ! આ દશ્યમાન બધું જગત્ આગળ, સત્ જ હતું " એ રીતે ગોપથ બ્રાહ્મણમાં કહેલાં પ્રમાણ વાક્યોથી, આ દેખાતુ બધું જગત બ્રહ્મરૂપ છે, એ રીતે સિદ્ધ કરેલા બ્રહ્મવાદે કરીને શ્રીકૃષ્ણમાં જ પોતાના અંતઃકરણને વિશેષે કરીને ધારણ કરવુ.

## श्लोकः-आत्मनि ब्रह्मरूपे हि छिद्रा व्योम्नीव चेतनाः १२

### पदानि—आत्मनि, ब्रह्मरूपे हि छिद्राः व्योम्नि इव चेतनाः*

( सान्वयपदार्थः—आत्मनि આત્માના વિષયમાં ( કહેવાય છે ) हि કારણ જે ( નિબંધ, શ્રુતિ, સ્મૃતિ, અને વ્યાસસૂત્ર વિગેરેમાં જીવોને બ્રહ્મરૂપ, અંશ, અણું અને ચૈતન્ય જેમાં મુખ્ય છે એવા કહેલા છે માટે ब्रह्मरूपे ( બ્રહ્મના અંશપણાથી ) બ્રહ્મરૂપ, આત્મામાં (જીવમાં ) व्योम्नि આકાશ-

*આ ઠેકાણે શ્રીપુરુષોત્તમજીએ તથા લાલુભટ્ટજીએ "प्रतिपज्ज्ञप्तिचेतनाः" પ્રતિપત્ જ્ઞપ્તિ અને ચેતના એ રીતે કોશના પ્રમાણથી चेतनाः એ શબ્દનો અર્થ બુદ્ધિઓ એમ કરેલો છે.

માં ઇવ જેમ ( ચારણી વિગેરે ઉપાધિએ ઉત્પન્ન કરેલાં ) છિદ્રાઃ છિદ્રો (જોવામાં આવે છે, તેમ) ચેતનાઃ બુદ્ધિઓ, (છે) તે, જીવોને સંસારીપણું ઉત્પન્ન કરી આપે છે.

ટીકા—એ રીતે આગલ કહેલાં સાધનની શેષતાથી, પ્રમેય અને ફળને કહીને હવે જેને પૂર્વોક્ત સાધનનો અધિકાર છે, તેને કેવી રીતે અને કયા ફળની સિદ્ધિ થાય ત્યાં પ્રથમ જીવના સ્વરૂપના જ્ઞાનની જરૂર છે માટે જીવનું સ્વરૂપ અને તેની મુક્તિનો પ્રકાર કેહેવામાં આવે છે કે, બ્રહ્મના અંશપણાથી બ્રહ્મરૂપ, આત્મા એટલે જીવ, તેમાં જે બુદ્ધિઓ છે તે જીવોને સંસારીપણું ઉત્પન્ન કરી આપે છે. એ વાત શ્રીભાગવતના, ચતુર્થસ્કંધમાં પુરંજનોપાખ્યાનથી નારદજીએ પ્રાચીન બર્હિષ્ રાજાને કહેલી છે. "बुद्धिं तु प्रमदां विद्यान्ममाहमिति यत्कृतम्" બુદ્ધિને સ્ત્રી જાણવી અને જે બુદ્ધિરૂપી સ્ત્રીનું કરેલું જીવને હું, અને મારૂં થાય છે અર્થાત્ અહંમમતાત્મક સંસાર થાય છે." એ વચન ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે અવિદ્યાના અંતરાયથી, જીવમાત્ર, પોતાને અક્ષર બ્રહ્મપણું છે, તેન જાણતા નથી, તેથી સંસારને પામે છે. એ જ અવિદ્યાનું ઉપાધિપણું છે કાંઇ અવિદ્યા પોતે જીવને ઉત્પન્ન કરનારી નથી. જીવ તો અક્ષરાત્મક, અને અણુ પરિમાણવાળા એટલે અત્યંત સૂક્ષ્મ છે અને એ જીવનું અણુંપણું ખુલ્લીરીતે જાણવા સારૂ આ દૃષ્ટાંત આપેલું છે કે, આકાશમાં જેમ, તે આકાશ કરતાં ક્ષુદ્ર એવી ચારણી વિગેરે ઉપાધિથી થયલાં છિદ્રો દેખાય છે. અર્થાત્ આકાશમાં છિદ્રો નથી પરંતુ ઉપાધિથી છિદ્રો હોય નહિ શું ? એવા વાસ્તવિક ધર્મો દેખાય છે, તેમ અહીં બ્રહ્મના અંશપણાથી બ્રહ્મરૂપ જીવમાં અવિદ્યાના અંશભૂત અન્યથા બુદ્ધિ વિગેરેએ કરીને ક્ષુદ્રપણું દુઃખીપણું અને અત્યંત ભિન્નપણું ઇત્યાદિક અવાસ્તવિક ધર્મો દેખાય છે. અને અસંગત્વાદિ બ્રહ્મના ધર્મો દેખાતા નથી. એ જ અવિદ્યાનો કરેલો ઉપાધિ છે માટે અવિદ્યા જીવને ઉત્પન્ન કરતી નથી. જીવની ઉત્પત્તિ તો નિબંધમાં શ્રીમહાપ્રભુજીએ કહી છે કે—

"तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांश चेतनाः" તે બ્રહ્મની કેવળ ઇચ્છાથી બ્રહ્મ પ્રકટ થયેલા, એથી જ બ્રહ્મભૂત એટલે યોગના બળથી પ્રકટ કરેલા

નથી અર્થાત બ્રહ્મરૂપ, અને અંશ એટલે સાકાર તથા સૂક્ષ્મ જેનો પરિચ્છેદ છે તેવા, તેમજ ચેતન, એટલે ચિત-ચૈતન્ય જેમાં પ્રધાન-મુખ્ય છે. અર્થાત ચૈતન્ય, એ જ જેનું સ્વરૂપ અને ધર્મ છે, એવું અણુ જીવનું સ્વરૂપ છે." એમ કહેલું છે. તેમ જ શ્વેતાશ્વતરોપનિષદ્‌માંના પાંચમા અધ્યાયની આઠમી ઋચામાં "अंगुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पनाहंकारसमन्वितो यः। बुद्धेर्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः॥ સૂર્યની સમાન રૂપવાલો મન અને અહંકારસહિત, અને જે બુદ્ધિના ગુણે કરીને એટલે બુદ્ધિના પરિમાણે કરીને, જે અંગુઠામાત્ર છે. તેથી બીજો પણ ( જીવ ) આત્માના ગુણે કરીને એટલે પોતાના પરિમાણે કરીને આર ( એટલે શાલ-કમોદની અણી )ના અગ્ર ભાગ જેવડો જોયલો છે." એ રીતે જીવને અણુ કહેલો છે. વળી ત્રીજા મુંડકોપનિષદ્‌માંના પ્રથમ ખંડમાં "एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पञ्चधा संविवेश" જેની સન્નિધિમાં પ્રાણ, પાંચ તરેહનો થઇને સારી રીતે દેહમાં પેઠેલો છે, તે અણુ એટલે અત્યંત સૂક્ષ્મ એવા જીવાત્માને મનવડે જાણવો. અથવા અણુ માત્ર એટલે અતીંદ્રિય અર્થાત ઇન્દ્રિયોના વિષયરૂપ નહિ. એવા જીવને તેના ચૈતન્યરૂપી ગુણેકરીને જાણવો કે જે સર્વ શરીરમાં ફેલાઇ જનારા ચૈતન્યરૂપી ગુણમાં પ્રાણ, પાંચ પ્રકારનો થઇને, આ દેહમાં સારી રીતે પેઠેલો છે. અને એ વાત ખરી છે કે ચૈતન્યના સંબંધવિના, જડ એવા પ્રાણથી શું વ્યાપાર બની શકે? કંઇ જ નહિ બને. એ રીતે અણુપણું કહેલું છે. વળી, "ममैवांशो जीवलोके जीवभूतः सनातनः જીવલોકમાં, સનાતન એવો મારો જ અંશ, જીવરૂપ થયેલો છે" એ રીતે શ્રીગીતાજીમાં અર્જુનને શ્રીભગવાને જીવનું અંશપણું કહેલું છે તેથી પણ જીવનું અણુપણું જ સિદ્ધ કરીને જણાવેલું છે. વળી, "अंशो नानाव्यपदेशात्" જીવ પરમાત્માનો અંશ છે. કારણ કે, "समो मशकेन समो नागेन" એ રીતે નાના પ્રકારે કરીને કહેલો છે માટે એ રીતે શ્રીવ્યાસજીએ પણ પોતાના કરેલા સૂત્રમાં આ જ શબ્દથી જીવનું અણુપણું જ કહેલું છે. અહીં કોઇ એવી શંકા કરે કે, "स वा एष महाजन आत्माऽयोऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदय आकाशोस्मि ञ्छेते" તે જ આ મ્હોટો, અજન્મા આત્મા છે કે, જે વિજ્ઞાનમય છે. અને પ્રાણમાં તથા હૃદયરૂપી આકાશમાં એટલે હૃદયાકાશમાં સુવે છે.

એ રીતે બૃહદારણ્યકોપનિષદ્‌ના શારીરક બ્રાહ્મણમાં આત્માનું મહત્પણું સિદ્ધ કરેલું છે. અને મહત્પણું અને અણુંપણું એ બન્ને એક જ વસ્તુમાં ઘટતાં નથી. તો પછી અણુંપણું કેમ કહી શકાય? આ શંકાનું સમાધાન કરવામાં શ્રીવ્યાસજીએ કહેલું છે કે, "नाणुरत च्छुतेरिति चेन्नेतराधिकारात्" જીવ અણું નથી કારણ કે તે શ્રુતિમાં નથી (એટલે શ્રુતિમાં તો મહત્પણું કહેલું છે ) એમ જો સંદેહ થતો હોય તો તેમ નથી કેમકે તે શ્રુતિમાં બ્રહ્મનો અધિકાર છે એટલે તે શ્રુતિ બ્રહ્મ બાબતની છે. જીવ વિષયની નથી તેથી જીવ તો અણુ જ છે" વળી "वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ॥ भागो जीवः स विज्ञेयः स चानंत्याय कल्पते" વાલના અગ્રભાગના સો ભાગ કર્યા પછી, તેમાંના એક ભાગના, ફરીથી સો ભાગ કરીએ ને જે ભાગ હોય, તેવો અત્યંત અણુ જીવ છે. (તોપણ) તે જીવ પોતાના ચૈતન્યરૂપ સામર્થ્યથી અનંતપણાને માટે કલ્પાય છે" એ રીતે શ્વેતાશ્વતરોપનિષદ્‌ના પાંચમા અધ્યાયના નવમી ઋચામાં પણ જીવનું અણુપણુંજ કહેલું છે. અહીં કોઇને એવી શંકા થાય કે જે અણુ હોય તે આખા શરીરમાં કેમ રહી શકે? ત્યાં સમાધાન એ છે કે "तथा च दर्शयति" જીવ અણુ છે તો પણ પોતાના ચૈતન્યરૂપી ગુણે કરીને આખા શરીરમાં વ્યાપ્ત થઇને રહે છે તેમ વેદમાં "आलोमभ्य आनखाग्रेभ्यः" ઇત્યાદિ શ્રુતિથી અણુ છતાં પણ વ્યાપકપણું બતાવ્યું છે. વળી તે જ બાબતના વિરોધનો પરિહાર શ્રીવ્યાસજીએ કરેલો છે કે—"अविरोधश्चंदनवत्" દેહના એક દેશમાં રહેલા હરિ ચંદનના બિંદુવડે અથવા અત્યંત તપાવેલા તેલથી સંપૂર્ણ એવા મ્હોટા કડાહમાં નાખેલા તે ચંદનના કટકાવડે જેમ બધુ ઠંડુ થઇ જાય છે તેમ જીવ અણું છે પણ તેના સામર્થ્યથી બધું શરીર ચેતનાવાળું થાય છે" એ જ વાત શ્રીબ્રહ્માંડપુરાણમાં કહેલી છે કે—'अणुमात्रोऽप्ययं जीवःस्वदेहंव्याप्य तिष्ठति यथा व्याप्य शरीराणि हरिचंदनविप्रुषः' શરીરોના એક દેશમાં રહેલા હરિચંદના બિંદુઓ જેમ બધાં શરીરોને વ્યાપીને શીતલતા ઉત્પન્ન કરે છે તેમ જીવાત્મા અણું છે તોપણ પોતાના ચૈતન્યરૂપી ગુણે કરીને સર્વ શરીરમાં વ્યાપ્ત થઇને દેહને સચેતન કરે છે. આ વિષય વિશેષે કરીને વ્યાસસૂત્રમાંના બીજા અધ્યાયના ત્રીજા પાદમાં "उत्क्रांतिगत्यागतीनाम्" ત્યાંથી લઇને ચૌદ સૂત્ર સુધીનું જે

બારમું અધિકરણ છે તેમાં પ્રથમ જીવ અણુ છે કે વ્યાપક છે? એવો સંશય કરીને પછી વ્યાપક છે એવો પૂર્વપક્ષ કરેલો છે. અને પછી જીવ, અણુ છે એવું નિર્ણયપૂર્વક સિદ્ધ કરેલું છે.

વળી અહિં વાદી તરફથી આવી શંકા થાય છે કે તમોએ જીવનું અણુપણું નિરૂપણ કર્યું છે તેમ નહી કરવું અને અનાદિ અવિદ્યામાં પડેલા બ્રહ્મનો પ્રતિબિંબ તે જીવ, એમ માનવું કારણ કે, એ વાત આગળ ઘણાઓએ માનેલી છે. તો એ શંકાનુ સમાધાન એ છે કે, એવું માનવું બની શકતું નથી કેમકે પ્રતિબિંબવાદી બ્રહ્મને નીરૂપ અને નિરાકાર માને છે. તો નીરૂપ, બ્રહ્મનો પ્રતિબિંબ પડવો ઘટે નહિ. પ્રતિબિંબ તો જે, રૂપવાળું પદાર્થ હોય તેનો જ ઘટે છે. તેથી અવિદ્યામાં બ્રહ્મનો પ્રતિબિંબ તે જીવ એમ કહીએ તો અવિદ્યા એ કાંઈક શુદ્ધ પદાર્થ નથી એ તો મલિન પદાર્થ છે માટે તેમાં પ્રતિબિંબ પડે જ નહી અને જો એમ પડવાની રીત હોત તો, કાષ્ટ, પાષાણાદિકના સ્તંભ વિગેરેમાં વાયુ વિગેરે નીરૂપ પદાર્થોનો પ્રતિબિંબ પડત, પરંતુ તેમ પડતો જોવામાં આવતો નથી. માટે અવિદ્યામાં પડેલો નીરૂપ બ્રહ્મનો પ્રતિબિંબ, તે જીવ એમ માનવું બની શકતું નથી. વળી, ગુણમાં ગુણનો સ્વીકાર કરાતો નથી એવો ન્યાય શાસ્ત્રનો સિદ્ધાંત છે. તેથી કેવળરૂપ તો નીરૂપ છે કેમકે રૂપનું, રૂપ હોતુ નથી તેથી, જેમ નીરૂપ રૂપનો પ્રતિબિંબ જોવામાં આવે છે, તેમ, નીરૂપ બ્રહ્મનો પણ પ્રતિબિંબ માનવો સુલભ છે, એમ જો, વાદીના તરફથી શંકા હોય તોપણ તે, સંભવતુ નથી કારણ કે રૂપવાળાં, ઘટાદિ પદાર્થોની, પ્રતિબિંબતાને, લેઇને તે ઘટનિષ્ઠ (ઘડામાં રહેલાં રૂપનો પ્રતિબિંબ પડે છે. પણ ઘટાદિને છોડીને કોરા રૂપનો પ્રતિબિંબ પડવો, એ બાબતમાં કાંઇ પ્રમાણ જોવામાં આવતું નથી અને ગુણ અને ગુણીને સમવાય સંબંધ છે, તેથી ગુણ ગુણિ વિના રહેતો નથી તો, રૂપ પણ એક ગુણ છે. તેથી પોતાના આશ્રયભૂત પદાર્થને છોડીને એકલાં રૂપની પ્રાપ્તિ થવી એ વાત સ્વતંત્રથી (શાસ્ત્રથી) વિરૂદ્ધ છે, માટે એ વાત સિદ્ધ થાય છે કે, રૂપના આશ્રયભૂત પદાર્થ વિના, કોરા રૂપનો પણ પ્રતિબિંબ પડતો નથી.

વળી, દર્પણ વિગેરેમાં જેનો પ્રતિબિંબ પડેલો છે, એવાં ઘટાદિ

પદાર્થોમાં રહેલાં રૂપનો પ્રતિબિંબ જેમ દેખાય છે, તેમ, પ્રથમ બ્રહ્મનો પ્રતિબિંબ, પછી, તન્નિષ્ઠ નીરૂપ રૂપનો પ્રતિબિંબ, એમ જો વાદી માનતો હોય તો, તેમ માનવાથી, જેમ, નીરૂપરૂપ ચક્ષુર્ગ્રાહ્ય છે, તેમ નીરૂપ પરમાત્મા પણ ચક્ષુર્ગ્રાહ્ય છે એમ માનવું પડશે, પણ તે વાદીલોકો એમ માનતા નથી. વળી રૂપરહિત આકાશનો જેમ પ્રતિબિંબ પડે છે, તેમ, નીરૂપ બ્રહ્મનો પણ પ્રતિબિંબ થાય, એમ જો વાદિનું કહેવું હોય તો તે પણ ઘટતું નથી, કારણ કે આકાશનો પ્રતિબિંબ પડતો નથી પણ જલાદિકમાં જે કાંઇ દેખાય છે, તે, ઉપાધિક રૂપ છે, અને તે ઉપાધિક એટલે ઉપાધિવાળાં પ્રતિબિંબરૂપને અને આકાશને કાંઇપણ સંબંધ નથી. તેથી આકાશના પ્રતિબિંબ એમ કહી શકાય જ નહિ અને જો (આકાશનો પ્રતિબિંબ છે), એમ માને તો, આ, આકાશ નીલું છે એ રીતે, જેમ, આકાશ ચક્ષુર્ગ્રાહ્ય છે, તેમ બ્રહ્મ ચક્ષુર્ગ્રાહ્ય છે એમ સ્વીકારવું જોઇએ જ, અને તે પ્રતિબિંબવાદીના મતથી વિરૂદ્ધ છે. વળી કલ્પિત રૂપવાળું જે બ્રહ્મ છે, કે જેનાથી જગજ્જન્માદિ થાય છે, તે ( સોપાધિક બ્રહ્મ ) કોઇ વખતે, ચક્ષુર્ગ્રાહ્ય પણ થાય છે અર્થાત્, તેથી પ્રતિબિંબ માનવામાં શું હાનિ છે? એમ જો વાદી શંકા કરે તો, તેમ પણ કહી શકાતું નથી. કેમ જે વાદીના મત પ્રમાણે, સોપાધિક બ્રહ્મમાં માયિકરૂપનો સ્વીકાર કરેલો છે, કે જેથી તે બ્રહ્મને ચક્ષુર્ગ્રાહ્યપણું અને પ્રતિબિંબપણું કહી શકાય છે, પણ તેથી શુદ્ધ, નીરૂપબ્રહ્મમાં આગળ કહેલું ચક્ષુર્ગ્રાહ્યપણું અને પ્રતિબિંબપણું સંભવતું નથી. અને જો માયિક બ્રહ્મનો પ્રતિબિંબ માનતા હોય તો, તે સંભવે, પણ પ્રતિબિંબ તો તેઓ શુદ્ધ બ્રહ્મનો જ માને છે. તેથી વાદીને પોતાની કહેવાની મતલબરૂપ પ્રમેયનો લાભ મળતો નથી, અર્થાત્ તે પણ તેના મતથી વિરૂદ્ધ છે. વળી જે વસ્તુ ચક્ષુવડે ગ્રહણ કરવા યોગ્ય હોય, તેનો જ પ્રતિબિંબ પડે એ રીતે વાદી જાણે છે તો પણ ચક્ષુર્ગ્રાહ્ય નહી એવા શુદ્ધ બ્રહ્મના પ્રતિબિંબનું પ્રતિપાદન કરે છે, તો પછી ચક્ષુવડે ગ્રહણ કરવાને અયોગ્ય બ્રહ્મનું ચક્ષુર્ગ્રાહ્યપણું કેમ નથી માનતા? તે પણ માનવું જ જોઇએ. વળી, જપાકુસુમ (જાસુદનાં ફૂલ) નો લાલ રંગ, પોતાના આશ્રયરૂપ, ફુલને છોડીને સ્ફટિકમણિમાં દેખાય છે. જો તેમ ન હોય તો, જેમ

દર્પણ વગેરેમાં મુખનો પ્રતિબિંબ પડે ત્યારે તેમાં બીજું મુખ દેખાય છે તેવી રીતે સ્ફાટિકમાણમાં પણ બીજું જાસુદનું ફુલ દેખાય પણ તેમ દેખાતું નથી, અને કેવળ લાલ રંગની ઝાંય પડેલી જણાય છે. તો ત્યાંપણ નીરૂપ છે, અને ગુણમાં ગુણનો અનંગીકાર છે, તેથી જેમ નીરૂપ રૂપનો પ્રતિબિંબ દેખાય છે તેમ નીરૂપ (એટલે રૂપરહિત) બ્રહ્મનો પણ પ્રતિબિંબ પડવો યોગ્ય છે, એવી શંકા થાય ત્યાં તેનું સમાધાન એ છે કે કેવલ રૂપનો પ્રતિબિંબ થવામાં પણ રૂપવાળાં જપાકુસુમાદિકનું કારણપણું *અન્વયવ્યતિરેકે કરીને સિદ્ધ કરેલું છે. કારણ કે, રૂપવાળાં જપાકુસુમાદિ વિના, માત્ર રૂપનોજ પ્રતિબિંબ થવો સંભવતો નથી એમ, બધે ઠેકાણે જાણવું કે, રૂપવાળા સિવાય કેવલ રૂપનો પ્રતિબિંબ કયાંહી પણ દેખાય નહીં. માટે પ્રતિબિંબ પડવામાં રૂપવાળા પદાર્થની કારણતા સર્વત્ર છે જ. માટે નીરૂપ બ્રહ્મનો પ્રતિબિંબ ઘટે નહીં, અર્થાત બ્રહ્મનો અવિદ્યામાં પડેલો પ્રતિબિંબ, તે, જીવ, એ વાત પ્રમાણ નથી. તેથી જ શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં આજ્ઞા કરી છે કે, " न प्रतिस्फुरणं रूपरहितस्य कदाचन ॥ રૂપરહિત, (પદાર્થ નો પ્રતિબિંબ થવો કોઇ વખતે પણ બને નહીં." તેથી જ રૂપરહિત વાળાના પતિબિંબ પડતો નથી એ રીતે પ્રતિબિંબનો પક્ષ પ્રમાણ સિદ્ધ નહિ હોવાથી, જીવ અણુ છે એ વાત સિદ્ધ છે.

---

अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् ।
आत्मनि ब्रह्मरूपे हि छिद्रा व्योम्नीव चेतनाः ॥ १२ ॥

અર્થ:—શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે તેથી બ્રહ્મવાદ કહેતાં વેદાન્તસિદ્ધાન્તને વિષે જે બ્રહ્મ નિરૂપણ કરેલા છે તે શ્રીકૃષ્ણ જ છે એવી બુદ્ધિ રાખો. જેમ આકાશને વિષે મેઘ તથા રેણુવડે અનેક છેદ દેખાય છે તેમ આ જીવના અંતઃકરણની અવિદ્યાવડે અક્ષરબ્રહ્મમાં ચૈતન્યરૂપ અનેક પ્રકારના જીવ દેખાય છે પણ વસ્તુતઃ જોતાં એ સર્વે એક અક્ષરબ્રહ્મ જ છે એ મૂળ શ્લોકનો અર્થ.

એની ટીકા વિષે શ્રીગુસાંઇજી લખે છે કે આ શ્લોકમાં જીવનું સ્વરૂપ તથા

---

*અન્વય વ્યતિરેકનું લક્ષણ એ છે કે, **यत्सत्त्वे यत्सत्त्वमन्वयः, यदभावे यदभावो व्यतिरेकः** જેના સત્પણાથી જેનું સત્પણું હોય છે, તે અન્વય, અને જેના અભાવે, જેનો અભાવ હોય તે વ્યતિરેક. જેમકે મૃત્તિકાના સત્પણાએ ઘડાનું સત્પણું છે. અને મૃત્તિકા નહિ હોય ત્યારે ઘડો પણ ન હોય તે.

જીવને સંસારથી છૂટવાનો ઉપાય કહ્યો છે આ જીવ છે તે અણુ એટલે અત્યંત સૂક્ષ્મ સ્વરૂપ છે અને અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે પણ એની બુદ્ધિને અવિદ્યાએ ઢાંકી રાખી છે તેથી જીવનું સ્વરૂપ જણાતું નથી. જેમ રાખથી ઢંકાયલો અગ્નિ જણાતો નથી તેથી કરીને જીવ પોતાનું સ્વરૂપ જાણી શકતો નથી માટે એને જન્મમરણ વારંવાર થાય છે તે એ જ અવિદ્યારૂપ ઉપાધિવડે થાય છે. જીવપણે કરીને જન્મ મરણ પ્રાપ્ત થતું નથી, કારણકે જીવ તો શુદ્ધ બ્રહ્મનો અંશ છે જેમ આકાશને વિષે મેઘાદિક વિકારે કરીને છેદ દેખાય છે તેમ જીવને વિષે તુચ્છ ધર્મ અવિદ્યાવડે દેખાય છે એ રીતે શ્રીગુસાંઈજીએ ટીકામાં કહ્યું તેનો ભાવાર્થ કહીએ છીએ. શ્રીગુસાંઈજીએ કહ્યું કે આ જીવ અક્ષર બ્રહ્મના ચૈતન્યનો અંશ છે માટે અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે પણ અક્ષરબ્રહ્મના ધર્મ એ જીવમાં જોવામાં આવતા નથી તેનું કારણ એ છે કે અવિદ્યારૂપ ઉપાધિ એને લાગી છે તે એ જીવની બુદ્ધિમાંથી અવિદ્યા ખસે તો એ જીવને પોતાનું સ્વરૂપ જણાય અને જન્મમરણ પણ છૂટે. અવિદ્યા ખસ્યા વગર એ જીવનો ઉદ્ધાર થાય નહી એ રીતે કહ્યું પણ માયાવાદી લોકો જીવનું સ્વરૂપ અક્ષરબ્રહ્મથી જૂદી રીતનું માને છે. કોઈ તો બ્રહ્મનું પ્રતિબિંબ કહે છે. કેટલાએક દ્વૈતવાદી કહે છે કે બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થયો નથી, એ જીવ સદા જૂદોજ છે, જેમ ભગવાન જુદા છે તેમ વિશિષ્ટાદ્વૈતવાદી કહે છે કે બ્રહ્મના અંગમાં જીવ જુદોજ રહે છે કદી એક થતો નથી. એ ત્રણ સિદ્ધાંત વેદશાસ્ત્રથી વિરૂદ્ધ છે એ જણાવવા સારૂ શ્રીમહાપ્રભુજીએ બ્રહ્મનું ચૈતન્ય અને અણુસ્વરૂપ અને બ્રહ્મ સાથે જીવનું અદ્વૈતરૂપ એ જ વાત શાસ્ત્ર પ્રમાણે છે તે ભાગવત ચતુર્થસ્કન્ધમાં કહી છે.—

**एवं पंचविधं लिंगं त्रिवृत्षोडशविस्तृतम् ।**
**एष चेतनया युक्तो जीव इत्यभिधीयते ॥**

**અર્થ**:—એ પ્રકારે પંચ મહાભૂત પૃથ્વી, જળ, તેજ, આકાશ; ત્રણ ગુણ એટલે સાત્વિક, રાજસ, તામસ; ષોડશ એટલે પંચતન્માત્રા એટલે રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ અને અગીયાર ઇન્દ્રિઓ એ રીતે ચોવિશ તત્ત્વ અને ચૈતન્યતા સહિત જે છે તેને જીવ કરીને કહે છે. એ રીતે જીવનું ચૈતન્યસ્વરૂપ કહ્યું છે અને માયાવાદી પ્રતિબિંબરૂપ માને છે. એ વાત પ્રકટ શાસ્ત્ર વિરૂદ્ધ છે વળી દ્વાદશસ્કન્ધમાં જીવને બ્રહ્મરૂપ કહેલો છે.

**घटे भिन्ने यथाकाशः आकाशः स्याद्यथा पुरा ।**
**एवं देहे मृते जीवो ब्रह्म संपद्यते पुनः ॥**

**અર્થ**:—જેમ ઘડાનો નાશ થવાથી ઘડામાં જે આકાશ છે તે મહાકાશમાં જઇને મળે છે. તેમ વાસનાત્મક લિંગશરીરનો નાશ થવાથી આ જીવ પાછો

બ્રહ્મરૂપ થાય છે, જુઓ કે દ્વૈતવાદી તથા વિશિષ્ટાદ્વૈતવાદી કહે છે કે જીવ બ્રહ્મરૂપ નથી તે સિદ્ધાંત પણ શાસ્ત્રવિરૂદ્ધ છે. એ જ અધ્યાયમાં પરીક્ષિત રાજાને ઉપદેશ કરેલો છે કે જીવ વિષે બ્રહ્મભાવના રાખીને દેહ છોડવી.

अहं ब्रह्म परं धाम ब्रह्माहं परमं पदम् ।
एवं समीक्षन्नात्मानमात्मन्याधाय विष्कले ॥

**અર્થ**:—હું બ્રહ્મનું પરમ ધામ છું. અને બ્રહ્મ મ્હારા સ્થાનરૂપ છે એવી ભાવના કરીને દેહાંતસમયે નિષ્કલંક એવા જે પરબ્રહ્મ તેને વિષે આત્માનો આરોપ કરવો એ રીતે મહાપ્રલયના વર્ણનમાં કહ્યું છે કે આ જીવ પરબ્રહ્મને વિષે લીન થઇ જાય છે અને સૃષ્ટિ સમયે જેમ અગ્નિમાંથી અનેક તણખા નીકળે છે તેમ આ જીવો બ્રહ્મમાંથી નીકળે છે એ રીતે વેદમાં કહ્યું છે. એવું શાસ્ત્રમાં કહેલું છે, છતાં વાદીઓ કહે છે જે આ જીવ જો બ્રહ્મરૂપ હોય તો અજ્ઞાની કેમ થાય ? નરકનું દુઃખ કેમ ભોગવે ? ઇત્યાદિ આશંકા લાવીને જીવને બ્રહ્મરૂપ માનતા નથી. તે વિષે શ્રીમહાપ્રભુજી કહે છે કે આ જીવમાં બ્રહ્મના ધર્મ જે દેખાતા નથી તે અવિદ્યાવડે દેખાતા નથી. અવિદ્યાનો નાશ થઇ જીવમાં બ્રહ્મના સર્વ ધર્મ આવે છે. જો જીવમાં બ્રહ્મધર્મ ભગવાને રહેવા દીધા હોત તો સર્વ જીવ ભગવાન સરખા થાત, ઉત્તમ મધ્યમ ન થાત તથા રાજા રંક પણ ન થાત તેમ સ્ત્રીપુત્રાદિ વિષે સ્નેહ પણ ન કરત ત્યારે જગતનું રમણ ઘણા કાળ ચાલી પણ શકત નહિ એવું જાણીને સૃષ્ટિ સમયે ભગવાને પોતાના ચૈતન્યમાંથી પોતાના છ ઐશ્વર્યાદિક ધર્મ ખેંચી લીધા. ચૈતન્ય માત્ર જ રાખ્યો છે. એ રીતે ભગવાનની વેદસ્તુતિ ભા. સ્કં. ૧૦-૮૭-૧૪ માં કહ્યું છે.—

जय जय जह्यजामजित दोषगृभीतगुणां ।
त्वमसि यदात्मना समवरुद्धसमस्तभगः ॥
अगजगदोकसामखिलशक्त्यवबोधक ते ।
क्वचिदजयाऽत्मना च चरतोऽनुचरेतिगमः ॥

**અર્થ**:—વેદ કહે છે કે હે ભગવાન્ ! તમે સદા ઉત્કૃષ્ટપણે બિરાજો અને સ્થાવરજંગમરૂપ જીવના દેહની અવિદ્યાનો નાશ કરો, કારણ કે એ અવિદ્યા દોષ રૂપ છે તેથી જીવોના આનંદને આવરણ કરે છે અને મોહ ઉપજાવે છે અને તમે કહેતા હો કે સમસ્ત ઐશ્વર્યાદિક ધર્મ તમે તમારે વિષે જ રાખેલા છે તે ધર્મ જીવોને આપેલા નથી માટે એ જીવો અવિદ્યાનો નાશ કરવાને સમર્થ નથી માટે એ અવિદ્યા તમારા જ આધીનમાં છે તેથી તમે જ નાશ કરો અને જીવમાં અંતર્યામિરૂપે કરીને તમે બિરાજો છો તેથી આ જીવને સર્વ સામર્થ્યના આપનાર પણ તમે જ છો. માટે જીવને જ્ઞાનાદિક થવા વિષે સ્વતંત્રપણું નથી અને સૃષ્ટની ઉત્પત્તિ

સમયે તમારાં સામર્થ્યવડે રમણ કરો છો તે લીલાનું વર્ણન વેદ કરે છે. એ રીતે જીવમાંથી બ્રહ્મધર્મ ભગવાને ખેંચી લીધા છે એવું વેદમાં કહ્યું છે, માટે બ્રહ્મ ધર્મ જીવમાં દેખાતા નથી, પણ એ બ્રહ્મધર્મ ભક્તિવડે તથા બ્રહ્મસ્વરૂપનાં જ્ઞાન-વડે અવિદ્યાનો નાશ થયાથી પાછા જીવમાં આવે છે, તે વિષે વેદમાં પણ કહ્યું છે અને ભાગવત એકાદશસ્કન્ધમાં ભગવાને પણ કહ્યું છેઃ—

भक्तिं लब्धवतः साधोः किमन्यदवशिष्यते ।
मय्यनंतगुणे ब्रह्मण्यानंदानुभवात्मनि ॥

અર્થઃ—હે ઉદ્ધવ ! મારી ભક્તિ પ્રાપ્ત થયા પછી આ જીવને શું ફળ મળવું બાકી રહે છે ? સર્વ ફળ તે જીવને મળી ચૂક્યું છે. કારણ તે અનંત ગુણ રૂપ એવો જે હું તેને વિષે ભક્તિ થવા થકી સાક્ષાત્ બ્રહ્મના આનંદનો અનુભવ હું તેના આત્માને કરાવું છું એ રીતે ભક્તિવડે બ્રહ્મના સર્વ ધર્મ જીવમાં આવે છે, તેથી જ એ જીવ બ્રહ્માંડ ફોડીને અક્ષરબ્રહ્મ સુધી જઈ શકે છે એજ જીવ દેવતા થાય છે અને એ જીવ બ્રહ્મના સ્થાન સુધી જઈ શકે છે એ સર્વ સામર્થ્યનું બંધારણ ભક્તિ ઉપર રાખેલું છે માટે ભક્તિવડે દેવતાપણું અને બ્રહ્મતા આ જીવને પ્રાપ્ત થાય છે અને અવિદ્યાનો નાશ પણ ભક્તિવડે જ થાય છે એ રીતે શ્રીમહાપ્રભુજીનું બોલવું કેવલ શાસ્ત્રપ્રમાણે જ છે અને બીજાઓનું બોલવું શાસ્ત્રના એક પક્ષને લઈને છે, શાસ્ત્રના સર્વ પક્ષને લઈને નથી તે વાત ભાગવતગીતા, જેમાં ચારે વેદનો સાર કહેલો છે તે ઉપરથી જ જણાઈ આવે છે માટે વાદીઓના બોલવાને પ્રમાણનો આધાર નથી.

**श्लोकः-उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने ।**
**गंगातीरस्थितो यद्वद् देवतां तत्र पश्यति ॥ १३ ॥**
**तथा कृष्णं परं ब्रह्म स्वस्मिन् ज्ञानी प्रपश्यति**

पदानि-[१] उपाधिनाशे [२] विज्ञाने [३] ब्रह्मात्मत्वावबोधने [४] गंगातीरस्थितः [५] यद्वत् [६] देवतां [७] तत्र [८] पश्यति [९] तथा [१०] कृष्णं [११] परं [१२] ब्रह्म [१३] स्वस्मिन् [१४] ज्ञानी [१५] प्रपश्यति.

सान्वयपदार्थः-[५] यद्वत् જેમ [४] गंगातीर स्थितः ગંગાજીના કીનારામાં રહેલો

(તેનો ભક્ત) तत्र તે (આધિભૌતિકરૂપ પ્રવાહ) માં देवता આધિદૈવિકરૂપી (મૂર્ત્તિમતી) શ્રીગંગાજીને पश्यति દેખે છે. तथा તેમ उपाधिनाशे (અવિદ્યારૂપ) ઉપાધિનો નાશ થાય (અને તે પછી) ब्रह्मात्मत्वावबोधने ( બધાં જગત્‌ને ) બ્રહ્માત્મકપણાએ કરીને જાણવું તે રૂપી विज्ञाने વિશેષ જ્ઞાન સિદ્ધ થાય ત્યારે ज्ञानी ( બ્રહ્મને જાણનાર ) જ્ઞાની પુરુષ स्वस्मिन् પોતાને વિષે ( ભક્તિવડે ) परं પર ब्रह्म બ્રહ્મ એવા कृष्णं કૃષ્ણને प्रपश्यति ઉત્તમ રીતે જુવે છે.

ટીકા—શ્રીગંગાજીના કીનારા ઉપર રહેલો ગંગાજીનો ભકત પોતાની શ્રીગંગાજીમાં ભક્તિ છે તેથી જેમ આધિભૌતિકરૂપ પ્રવાહમાં દેવતા રૂપ એટલે આધિદૈવિક શ્રીગંગાજીની મૂર્ત્તિને દેખે છે તેમ અહીં જે જીવનો જેવી રીતે ઉદ્ધાર કરવાને પ્રભુ વિચારે તેવી રીતે ગુરુપદેશાદિકે કરીને પ્રથમ તેમની ઉપાધિરૂપ અવિદ્યાનો નાશ થાય અને તે પછી બધાં જગત્‌ને બ્રહ્મરૂપે કરીને જાણવું એ, વિશેષ જ્ઞાન સિદ્ધ થાય ત્યારે તે જ્ઞાની ભક્ત પોતામાં એટલે ભગવાનને રહેવાનું ઠેકાણું જે અક્ષર-બ્રહ્મ તેરૂપી પોતાના સ્વરૂપમાં પરબ્રહ્મ—પૂર્ણપુરુષોત્તમ—શ્રીકૃષ્ણને ઉત્તમ રીતે કરીને જુવે છે.

उपाधिनाशे विज्ञाने ब्रह्मात्मत्वावबोधने ।
गंगातीरस्थितोयद्वद्देवतां तत्र पश्यति ॥ १३ ॥
तथा कृष्ण परं ब्रह्म स्वस्मिन् ज्ञानी प्रपश्यति ।

અર્થ:—ભગવાનજ આપણા આત્મા છે એવું બોધરૂપ જ્ઞાન જ્યારે થાય છે ત્યારે જ અવિદ્યારૂપ ઉપાધિનો નાશ થાય છે અને ગંગાજીના તટ ઉપર ઉભો રહેલો એવો જે ગંગાજીનો ભક્ત જેમ દેવતારૂપ ગંગાજીને દેખે છે તેમ શ્રીકૃષ્ણનો ભક્ત શ્રીકૃષ્ણના સ્વરૂપને પોતાના હૃદયમાં સારી રીતે દેખે છે એ મૂલ શ્લોકનો અર્થ.

હવે એની ટીકામાં શ્રીગુસાંઇજી કહે છે કે બ્રહ્મ ધર્મ જીવમાં દેખતા નથી. તે ગુરૂપદેશે કરીને બોધરૂપ જ્ઞાનવડે જે પ્રકારે પ્રભુનો પ્રકાશ જીવોમાં થાય અને જ્ઞાનનો પ્રતિબંધ કરનારી અવિદ્યાનો નાશ થાય ત્યારે પ્રભુનો

અનુભવ અને પ્રભુના આવિર્ભાવની યોગ્યતા જીવમાં થાય છે અને પ્રભુનાં દર્શન તેને સારી રીતે થાય છે. હવે એનો ભાવાર્થ કહીએ છીએ. ગુરુદ્વારા એવું જ્ઞાન થાય કે આ જગત્ જે છે તે ભગવાનના અંશરૂપ જ છે, માટે ભગવાન મારો આત્મા છે, એવું જગત્નું રૂપ જાણીને જગત્ સાથે વર્તે અને જગત્નું મૂલ ભગવાનને જાણીને શ્રીકૃષ્ણની ભક્તિ કરે ત્યારે જ એ અવિદ્યા જીવની બુદ્ધિમાંથી ખસે. અને અવિદ્યા ખસે ત્યારે આ જગત્ને વિષે જ ભગવાનના સાક્ષાત્ દર્શન આ જીવને થાય છે. એ રીતે શ્રીમહાપ્રભુજીએ કહ્યું તે જ વાત ભાગવતમાં કહી છે કે સર્વબ્રહ્મજ્ઞાન નારદજીના ઉપદેશથી પ્રલ્હાદજીને થયું હતું તે સર્વેમાં બ્રહ્મરૂપતા જોતા હતા. હિરણ્યકશિપુએ ભગવાનની ભક્તિ છોડાવવા સારૂ પ્રલ્હાદજીને બહુ દુ:ખ દીધું પણ પ્રલ્હાદજીને એવું જ્ઞાન સિદ્ધ થયું હતું કે સર્વે ઠેકાણે મારા પ્રભુ છે તરવારમાં, ભાલામાં, વિષમાં, સર્વેમાં પ્રભુ બિરાજે છે તેથી મને એ શું કરવાનો એ રીતે નિર્ભય થઇને બેઠા. દૈત્યોએ પ્રલ્હાદજીને તરવારભાલાથી ઘણો માર માર્યો પણ તે સર્વે ફુલ બરાબર લાગ્યાં અને પ્રલ્હાદજીના શરીરમાં એકે શસ્ત્રનો ઘા પડયો નહિ. એજ રીતે રંતિદેવ રાજાને પ્રભુના સ્વરૂપનું જ્ઞાન જગત્ વિષે થયું હતું તેથી બ્રાહ્મણ તથા શૂદ્ર તથા ચાંડાળ સર્વેને વિષે ભગવાન બિરાજે છે એવું જાણીને પોતાનું સર્વ અન્ન તેઓને આપી દીધું અને પોતેજ ભુખ્યાજ રહ્યા. તેથી કરીને તે જ વખત રંતિદેવ રાજામાંથી અવિદ્યા ખસી ગઇ એટલે તેજ ઠેકાણે ભગવાનના સાક્ષાત્ દર્શન રંતિદેવ રાજાને થયાં. માટે જગત્ના જીવ વિષે ભગવાનનો ભાવ રાખીને તેના ઉપર દયા રાખવી, પરોપકાર કરવો માન આપવું, ક્ષમા રાખવી, સ્નેહ રાખવો, હિંસા ન કરવી, નિંદા ન કરવી, ચોરી, દગલબાજી, વિશ્વાસઘાત, ઠગાઇ ન કરવી. કારણ કે જગત્ના જીવમાં અને આપણામાં જરા પણ ભેદ નથી, જેટલા ભગવાનના અંશ તેમાં છે તેટલા જ આપણામાં છે પારકું જાણીને જે તેની સાથે અધર્મે રીતે ચાલે છે અને સામાને જેટલું દુ:ખ દેછે તેટલું દુ:ખ તેને પોતાનેજ ભોગવવું પડે છે જેમ કે આપણા અંગને આપણે પારકું જાણીને તરવારનો ઝટકો મારીશું તો તે ઝટકાનું દુ:ખ આપણને જ થશે તેમ સામા માણસને દુ:ખ દેનારને તેટલું દુ:ખ પાછું ભોગવવું પડે છે એટલા સારૂ ભક્તોએ જગત્માં બ્રહ્મભાવ રાખીને ચાલવું જેને જગત્માં બ્રહ્મભાવ નથી તેને ભગવાનનાં દર્શન જગત્માં થતાં નથી કારણ કે તે એમ જાણે છે કે જગત્માં ભગવાન્ નથી. એવો ભાવ તે ભક્તનો છે તેથી જગત્માં ભગવાન્ તેને દર્શન આપતા નથી જો જગત્માં ભગવાનનો ભાવ હોય અને ભગવાન્નો ભય સર્વ ઠેકાણે રાખીને જગત્ સાથે સુધર્મે રીતે ચાલે અને ભગવાનની ભકિત કરે તો નિશ્ચય, ભગવાન્નાં દર્શન એને થાય છે એ રીતે શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે માટે જેને દર્શનની ઇચ્છા હોય તેણે

શ્રીમહાપ્રભુજીના કહ્યા પ્રમાણે ચાલવું જે ભક્ત ચાલ્યા છે તેને દર્શન થયાં છે તે વાર્તાઓમાં પ્રસિદ્ધ છે અને હાલમાં પ્રભુનો અનુભવ ભક્તને થાય છે પણ માયાવાદી લોક એમ કહે છે કે ભગવાનના દર્શન જીવને કદી થતાં નથી. પણ એ વાત શાસ્ત્ર વિરૂદ્ધ છે. પ્રલ્હાદજી આદિ લઇને ઘણાને થયાં છે અને ગીતાજીના અ. ૧૧ માં પણ ભગવાને કહ્યું છે કેઃ—

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतपः ॥ ५४ ॥

**અર્થઃ**—હે અર્જુન ! મને જાણવાને તથા મારાં દર્શન કરવાને તથા મને પ્રાપ્ત થવાને કેવલ અનન્ય ભક્તિવડે આ જીવ શકય છે બીજે પ્રકારે નથી. એ રીતે અનન્ય ભક્તિવડે દર્શન થાય છે એ રીતે ભગવાને કહ્યું છે માટે માયાવાદીની વાર્તા શાસ્ત્રથી ઉલટી છે તે માનવી નહિ, એ લોકની બધાં મનની કલ્પના છે એ મનની કલ્પનાને પ્રમાણ શું ? કાંઇ જ નાહે. શ્રીમહાપ્રભુજીનું બોલવું કેવલ શાસ્ત્રોકત છે. તે જ ખરૂં છે. હવે ગ્રંથનો ચોદમો શ્લોક કહે છે.

**श्लोकः-संसारी यस्तु भजते स दूरस्थो यथा तथा ॥१४**
**अपेक्षितजलादीनामभावात्तत्र दुःखभाक् ॥**

पदानि-संसारी यः तु भजते सः दूरस्थः यथा तथा अपेक्षित-जलादीनां अभावात् तत्र दुःखभाक्.

સાન્વયપદાર્થઃ-संसारी સંસાર જેને વિદ્યમાન છે એવો यः જે (ભક્ત) भजते ( ભગવાનને ) ભજે છે सः તે तु તો, यथा જેમ दूरस्थः (શ્રીગંગાજી-થી ) દૂર દેશમાં રહેલો (શ્રીગંગાજીનો ભક્ત) अपेक्षितजलादीनां (પોતાને સ્નાનાદિકને સારૂં) ઇચ્છિતજલ અને આધિદૈવિકી શ્રીગંગાજીનું દર્શન, તે अभावात् નહિ મલવાથી तत्र ત્યાં ( દુઃખી થાય છે ) तथा તેમ પોતાને ઇચ્છિત એવું શ્રીભગવાનનું દર્શન વગેરે નહિ હોવાથી दुःखभाक् દુઃખને ભોગવનારો ( થાય છે. )

ટીકા—જે ભક્ત સંસારમાં આસક્તિવાળો છે અને ભગવાનનું ભજન

છે તે સંસારની નિવૃત્તિ થવાનું કારણ છે. એમ જાણીને કેવળ ઉપદેશ માત્રે કરીને ભગવાનને ભજે છે, કાંઇ બધે ઠેકાણે પ્રભુ બિરાજે છે એવી જ્ઞાનરૂપી સંપત્તિએ કરીને શ્રીપુરુષોત્તમના આવિર્ભાવવાળો નથી, તે તો જેમ શ્રીગંગાજીથી દૂર દેશમાં રહેલો શ્રીગંગાજીનો ભક્ત ગંગાજીને ભજે છે પણ પોતાને સ્નાનપાનાદિકને સારૂં અપેક્ષિત એટલે જોઇતું જલ અને શ્રીગંગાજીના આધિદૈવિક સ્વરૂપનું દર્શન વગેરે નહિ હોવાથી ત્યાં દૂર દેશમાં અથવા તેવા ભજનમાં દુઃખી થાય છે, તેમ પોતાને ઇચ્છિત શ્રીપ્રભુનું દર્શન વગેરે નહિ હોવાથી દુઃખી થાય છે.

संसारी यस्तु भजते स दूरस्थो यथा तथा ॥ १४ ॥
अपेक्षितजलादीनामभावात्तत्र दुःखभाक् ।

**અર્થ:**—જે કોઈ સંસારવાસનાવાળો ભગવાનનું ભજન કરે છે તે જેમ દૂર રહેલો ગંગાજીનો ભક્ત ગંગાજીનું ભજન કરે છે તેમ જાણવો ॥૧૪॥ જેમ દૂર રહેલા ભક્તને ગંગાજલાદિકની પ્રાપ્તિ થતી નથી તેથી તે દુઃખ ભોગવે છે તેમ સંસાર વિષે જે ભક્ત આસકત છે તેને ભગવાનનો અનુભવ થતો નથી તેથી સંસારમાં દુઃખ પામે છે એ મૂળ શ્લોકનો અર્થ.

હવે શ્રીગુસાંઇજી એની ટીકામાં લખે છે કે જે પુરુષને એવી ભાવના છે કે સર્વ સ્વરૂપ એક હરિ જ છે. હરિ વગર બીજું કાંઇ જ નથી અને સેવોપયોગી વસ્તુની અપેક્ષાને વિષે પણ પ્રભુએ કરીને સર્વ સિદ્ધ થશે એવી જેની ભાવના છે તે તો કોઇ કાળમાં દુઃખી થતો નથી. તે જણાવવા સારૂ દ્રષ્ટાંત કહે છે કે જે જીવ સંસારને વિષે આસકત છે અને ગુરૂઉપદેશ માત્ર ભજને કરીને સંસારનિવૃત્તિ થવાનું કારણ જાણીને પ્રભુને ભજે છે પણ જગત્ વિષે બ્રહ્મભાવ રાખીને ભજતો નથી અને પુરુષોત્તમના આવિર્ભાવસહિત જે ભક્ત નથી તેને ગંગાજીથી દૂર દેશમાં રહેલો જાણવો. તે દૂર દેશમાં રહેલો ગંગાજીને ભજે છે તે ઠેકાણે તેને ગંગાજળની પ્રાપ્તિ થતી નથી તેથી મનમાં દુઃખી થાય છે. તેમજ પોતે ભક્તિમાર્ગમાં રહેલો છે પણ ભગવાનના સાક્ષાત્ સંબંધ વિના તે દુઃખી થાય છે પણ ભગવાને અંગીકાર કર્યો છે તેથી ત્યાગ તો તેનો નહી કરે પણ જન્માંતરોએ કરીને તેને ભક્તિનું ફલ સિદ્ધ થશે એ રીતે શ્રીગુસાંઇજીએ કહ્યું છે તેનો ભાવાર્થ એ છે કે સ્ત્રી પુત્રાદિકને વિષે આસક્તિ રાખીને વહેપાર વિષે ઉલટાં કર્મ કરે છે, વહેપારને અર્થે દગાબાજી, વિશ્વાસઘાત, લોકોના પૈસા લઇને ખાઇ જાય છે, એવા જીવ છે તે એમ ઉલટું કરતાં જરા પણ ભય પામતા નથી તેનું કારણ એ છે કે તેઓને

જગત્ વિષે બ્રહ્મભાવ નથી. ભક્તિ તો ભગવાન્‌ની કરે છે, એવા જે ભક્ત છે તે ગંગાજીથી દૂર દેશમાં રહેનારા જાણવા. જેમ ગંગાજીથી દૂર દેશમાં રહેનારા ભક્તને ગંગાજીના દર્શન, તથા જળની પ્રાપ્તિ થતી નથી તેમ અધર્મે તે ચાલનારા ભક્તોને ભગવાનનાં દર્શન તથા ભગવાનનો અનુભવ થતો નથી. તેથી અનેક જન્મનો અંતરાય થાય છે તેથી દુઃખ પામે છે. માટે સુધર્મે રીતે જગતમાં બ્રહ્મભાવ રાખીને ચાલવું અને પ્રેમસહિત આદરપૂર્વક હરિનું સેવન કરવું તેથી ભગવાનનો અનુભવ આ જન્મમાં જ થાય છે એ એનો ભાવાર્થ છે. હવે પંદરમો તથા સોળમો શ્લોક એ ગ્રંથનો કહે છે.

**श्लोकः-तस्माच्छ्रीकृष्णमार्गस्थो विमुक्तः सर्वलोकतः ॥१५॥ आत्मानंदसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् ।**

**पदानि—तस्मात् श्रीकृष्णमार्गस्थः विमुक्तः सर्वलोकतः आत्मानंदसमुद्रस्थं कृष्णं *एव विचिन्तयेत्.**

**सान्वयपदार्थः—तस्मात्** તે કારણ માટે **श्रीकृष्णमार्गस्थः** શ્રીકૃષ્ણના માર્ગમાં રહેલો ( પુરુષ ) **सर्वलोकतः** બધા લોક (સંસાર )થી **विमुक्तः** વિશેષે કરીને મૂકાયેલો (થઇને) **आत्मानंदसमुद्रस्थं** આત્માના આનંદરૂપી સમુદ્રમાં બિરાજમાન **कृष्णं** શ્રીકૃષ્ણને **एव** જ **विचिन्तयेत्** વિશેષે કરીને ચિંતન કરે.

**ટીકા—જેમની અવિદ્યારૂપ ઉપાધિ નાશ થઈ છે એવો જ્ઞાની ભક્ત, પોતાને વિષે શ્રીભગવાનને જુવે છે અર્થાત્ અનંદને પામે છે અને સંસારી ભક્ત, પોતાને લાગેલી અવિદ્યારૂપ ઉપાધિનો નાશ નહિ હોવાથી ભગવાનને દેખતો નથી તેથી દુઃખને પામે છે એવા હેતુથી**

*આ ઠેકાણે एव એ શબ્દ મૂકેલો છે તેથી એ સમજવું કે શુદ્ધ ભક્તિમાર્ગના ભક્તને તો બીજા અવતારાદિકનું ધ્યાન નહિ કરતાં મૂલરૂપ શ્રીકૃષ્ણનું જ ધ્યાન કરવું એમ બતાવ્યું છે.

ભક્તિમાર્ગમાં રહેલો પુરુષ બધા લોકથી એટલે અહંતામમતાત્મક સંસારથી વિશેષ કરીને છૂટો થઇને આત્માના એટલે, પોતાના આનંદરૂપી સમુદ્રમાં વિરાજમાન શ્રીકૃષ્ણને અર્થાત શુદ્ધ પુષ્ટિમાર્ગીય શ્રીગોપીજનોના સમૂહમાં વિહાર કરનાર–સદાનંદ–શ્રીપૂર્ણ પુરૂષોત્તમનેજ વિશેષે કરીને ચિંતન કરે.

---

तस्मात् श्रीकृष्णमार्गस्थो विमुक्तः सर्वलोकतः ॥ १५ ॥
आत्मानन्दसमुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् ।
लोकार्थी चेद्भजेत् कृष्णं क्लिष्टो भवति सर्वथा ॥ १६ ॥

અર્થઃ—માટે શ્રીકૃષ્ણના માર્ગ વિષે રહેલા જે ભક્ત છે તેણે સંસારની આસક્તિ મૂકીને આપણા સ્વરૂપાનંદસમુદ્રમાં બિરાજમાન એવા જે શ્રીકૃષ્ણ છે તેનુંજ ચિંતન કરવું. લૌકિક કામના સારૂ જે જીવ ભગવાનને ભજશે તે જીવ નિશ્ચય દુઃખ પામશે એ મૂલ શ્લોકનો અર્થ છે.

હવે એનો ભાવાર્થ કહે છે કે ભગવનાનું ચિંતન કરવાથી ભગવાન્ સૌ આપે છે એવી ભગવાનની પ્રતિજ્ઞા છે તથાપિ પોતાનો ભજનાર કદાચ રાજ્ય અથવા ધનાદિકની ઇચ્છા રાખીને ભગવાનનું ભજન કરે પણ રાજ્યધન આપવાથી તે જીવને મદ ઉત્પન્ન થાય અને તે મદે કરીને ગુરૂ તથા મહંત પુરૂષની અવજ્ઞા જીવ બુદ્ધિથી કરે અથવા સ્ત્રીઆદિકના સુખમાં પડી જાય તો અંતે તેને નરક ભોગવવું પડે એવો જો જીવ હોય તો તેને પ્રભુ રાજલક્ષ્મી આપે નહી કેમકે તે જીવને નરકમાં પડવાની ઇચ્છા છે એ વાતને એ જીવ તો જાણતો નથી પણ ભગવાન્ તો જાણે છે, માટે તેને લૌકિક વસ્તુ આપતા નથી તેથી તે જીવ મનમાં ઘણો દુઃખ પામે છે એ એનો ભાવાર્થ છે. હવે આ ગ્રંથનો સતરમો શ્લોક કહે છે.

**श्लोकः–लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा १६**
**क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा।**

पदानि–लोकार्थी[१] चेत्[२] भजेत्[३] कृष्णं[४] क्लिष्टः[५] भवति[६] सर्वथा[७] क्लिष्टः[८] अपि[९] चेत्[१०] भजेत्[११] कृष्णं[१२] लोकः[१३] नश्यति[१४] सर्वथा[१५].

सान्वयपदार्थः–( ભક્ત ) लोकार्थी[१] લોકસંબંધી પદાર્થોના પ્રયોજન-

વાળો થઇને चेत् જો कृष्णं કૃષ્ણને भजेत् ભજે (તો) सर्वथा બધી રીતે કરીને ( લોકથી જ ) क्लिष्टः ક્લિષ્ટ–દુઃખી भवति થાય છે [ અને ] क्लिष्टः કલેશવાળો છતાં अपि પણ चेत् જો ( લોકથી વિરકત થઇને) कृष्णं કૃષ્ણ-ને भजेत् ભજે [તો] सर्वथा બધી રીતે लोकः લોક ( અહંતામમતાત્મક સંસાર ) नश्यति નાશ પામે છે.

ટીકા—જે પુરુષ લોક સંબંધી પદાર્થોની ઇચ્છાવાળો અથવા તો પુત્ર સ્ત્રી અને મિત્રાદિકની મતલબવાળો થઇને જો શ્રીકૃષ્ણને ભજે છે તો તે, બધી રીતે લોકથી જ કલેશને પામે છે અને કલેશવાન્ હોઇને પણ જો લોકથી વિરક્તથઇને શ્રીકૃષ્ણને ભજે તો સર્વપ્રકારે કરીને તેનો અહંતા-મમતાત્મક સંસાર નાશ પામે છે.

ટિપ્પણ—लोकार्थी આ ઠેકાણે યોજનામાં બાલકૃષ્ણભટ્ટજીઉપનામ લાલુભટ્ટજી લખે છે કે પશુ, પુત્ર અને સ્ત્રી વગેરેની ઇચ્છા રાખનાર અને જેને જ્ઞાન ઉત્પન્ન થયું નથી તે લોકાર્થી અને પ્રકાશમાં શ્રીપુરુષોત્તમજી લખે છે કે લાભ અને લોકમાં પૂજાવું ઇત્યાદિકની મતલબ નહિ ધારતાં કેવળ અનિષિદ્ધ પ્રકારે કરીને મારૂં ઐહિક સિદ્ધ થાઓ એવું પણ ધારીને જે પ્રવૃત્ત થાય છે તે લોકાર્થી. તેમજ ટિપ્પણમાં લખે છે કે प्रपञ्चत्वेनैव प्रपञ्चज्ञानवान् लोकार्थी પ્રપંચ–જગત્‌ને જગતપણાથી જ જાણનાર તે લોકાર્થી. સર્વની મતલબ એ છે કે જેને પ્રભુનું સાક્ષાત દર્શન કરવાની ઇચ્છા અત્યંત છે પણ તે દર્શન થવામાં પ્રતિબંધ કર-નારી અવિદ્યારૂપ ઉપાધિ મટી નહિ હોય તેવા પુરુષને લોકાર્થી કહેલો છે.

---

क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा ।
ज्ञानाभावे पुष्टिमार्गी तिष्ठेत्पूजोत्सवादिषु ॥ १७ ॥

અર્થઃ—ભગવાન્ તે જીવની યોગ્યતા જોયા વગર તેને લૌકિક ફળ આપતા નથી તે ઉપરાંત હઠ કરીને લૌકિક કામના સારૂ ભગવાન્‌ને ભજે છે તો જે લૌકિક તેનું હોય છે તે પણ સર્વથા નાશ પામી જાય છે. માટે બ્રહ્મસ્વરૂપનું

જ્ઞાન ન હોય તોપણ પુષ્ટિમાર્ગીય જીવ હોય તેણે ભગવાનના સેવન તથા ઉત્સવ કથા શ્રવણાદિકમાં સદા રહેવું એ મૂલ શ્લોકનો અર્થ.

હવે એનો ભાવાર્થ કહે છે. જો કદાચ તે જીવને લૈકિક વસ્તુ ભગવાનને ન આપવી હોય અને તે વસ્તુ તે હઠ કરીને ભગવાન્ પાસેથી તે જીવ માગે અને તે વસ્તુ ભગવાન્ તેને ન આપે તે ઉપરથી તેનો વિશ્વાસ ભગવાન્ ઉપરથી કદાચ ઉઠી જતો હોય તો કદાચ તે વસ્તુ તેને ભગવાન્ આપે છે પણ તે વસ્તુ લઈને તે જીવ સુખ પામતો નથી. તે વસ્તુ ઉપરથી ભગવાન્ તેનું મન એવું તો અકારૂં કરાવી નાંખે કે ફરી તે જીવની પ્રીતિ તે વસ્તુ ઉપર રહેજ નહિ, એવા દયાળુ ભગવાન્ પોતાના ભક્ત ઉપર છે કેમકે સંસારની વાસનાથી જન્મ મરણનું દુઃખ સદા રહે છે એ પોતાનો ભક્ત જાણીને તેને જન્મ મરણના દુઃખમાં પડવા દેતા નથી. તે વસ્તુ આપીને પછી તે વસ્તુમાંથી મન કઢાવીને પોતાનામાં મનને રખાવે છે જેમ દામોદરદાસની સ્રીને પુત્રનું મન હતું તેથી પુત્ર આપ્યો પણ મ્લેચ્છબુદ્ધિ સરખો પુત્ર આપ્યો તેથી ધણી ધણીઆણીનું મન પુત્રમાંથી નીકળી ગયું અને પાછું ભગવાનમાં જ આસક્ત થયું, માટે પ્રભુ પોતાની ઈચ્છા થકી જે આપે તેમાં આનંદ રાખવો પણ હઠ કરીને ભગવાન્ પાસેથી કાંઇ માગવું નહિ અને લૈકિક સારૂ ભક્તિ કરવી નહિ. ભક્તિ કરવી એ જ દાસનો ધર્મ છે એવું જાણીને ભક્તિ કરવી તેથી સૌ મળે છે એ એનો ભાવાર્થ છે. કદાચ જગત્‌માં બ્રહ્મજ્ઞાન ન થાય તોપણ પુષ્ટિમાર્ગીય જીવને સદા ભગવાનની સેવામાં તથા ઉત્સવ કીર્તનમાં રહેવું. હવે એ ગ્રંથનો અઢારમો શ્લોક કહે છે.

**श्लोकः—ज्ञानाभावे पुष्टिमार्गी तिष्ठेत्पूजोत्सवादिषु १७**
**मर्यादास्थस्तु गंगायां श्रीभागवततत्परः ।**
**अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः १८**

**पदानि—ज्ञानाभावे[1] पुष्टिमार्गी[2] तिष्ठेत्[3] पूजोत्सवादिषु[4] मर्यादास्थः[5] तु[6] गंगायां[7] श्रीभागवततत्परः[8] अनुग्रहः[9] पुष्टिमार्गे[10] नियामकः[11] इति[12] स्थितिः[13]**

**सान्वयपदार्थः—पुष्टिमार्गी[2]** પુષ્ટિમાર્ગીય ભક્ત **ज्ञानाभावे[1]** જ્ઞાનના અભાવમાં અર્થાત્ પોતાના સ્વરૂપનું અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન નહિ હોય તો

श्रीभागवततत्परः श्રીભાગવતમાં સાવધાન થઇને पूजोत्सवादिषु (એકાદશ સ્કંધમાં શ્રીભગવાને ઉદ્ધવજીને કહેલી ) પૂજાનો પ્રવાહ અને પર્વાદિક-માં થતા ઉત્સવ વગેરે જ્યાં ચાલુ હોય તેવાં સ્થળોમાં तिष्ठेत् રહે (અને) मर्यादास्थः મર્યાદામાર્ગમાં રહેલો (ભકત) तु તો (જ્ઞાનના અભાવમાં શ્રી-ભાગવતમાં તત્પર થઇને ) गंगायां શ્રીગંગાજીમાં ( રહે અને ) पुष्टिमार्गे શુદ્ધ પુષ્ટિમાર્ગમાં अनुग्रहः ( પ્રભુનો) અનુગ્રહ જ नियामकः નિયામક છે इति એવી स्थितिः પુષ્ટિમાર્ગની નિર્દોષ મર્યાદા છે. તેથી, સ્થાનકનો નિયમ નથી.

ટીકા—મધ્યમાધિકારીને જ્ઞાન સહકારી છે માટે જ્ઞાનની આવશ્ય-કતા છે. હવે જો તે નહિ હોય તો તેને કેમ ફળ થાય ? એ વાત જાણવા સારૂ કહે છે કે પોતાના સ્વરૂપનું અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન નહિ હોયતો પણ પુષ્ટિમાં રહેલા મધ્યમાધિકારી ભકતે, શ્રીભાગવતના પાઠાદિકમાં તત્પર થઇને જે ઠેકાણે પૂજાનો પ્રવાહ ચાલુ હોય તેવા સ્થલમાં રહેવું. તેમજ મર્યાદામાર્ગમાં રહેલો ભક્ત જ્ઞાનના અભાવમાં શ્રીભાગવતમાં તત્પર થઇને શ્રીગંગાજીમાં રહે. અને પુષ્ટિમાર્ગમાં પ્રભુનો અનુગ્રહ જ નિયામક છે એવી પુષ્ટિમાર્ગની નિર્દોષ મર્યાદા છે. અર્થાત શુદ્ધપુષ્ટિમાર્ગ માં સ્થળનો નિયમ નથી તેથી પ્રભુ અનુગ્રહ કરીને જ્યાં રાખે ત્યાં રહેવું.

मर्यादास्थस्तु गंगायां श्रीभागवततत्परः ।
अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ॥ १८ ॥

---

અર્થ:—જે મર્યાદામાર્ગીય જીવ છે તેણે ગંગાદિક તીર્થમાં રહેવું અને ભાગવતાદિક શાસ્ત્રમાં શ્રવણના તત્પર રહેવું ભગવાનના અનુગ્રહ વગર પુષ્ટિભક્તિ ઉત્પન્ન નહિ થાય એ વાત નિશ્ચે કરીને જાણવી એ મૂલ શ્લોકનો અર્થ.

હવે શ્રીગુસાંઇજી ટીકામાં કહે છે પુષ્ટિભક્તને રહેવામાં દેશનિયમ નથી અને વિધિ નિયામક નથી, વિધિ તે સાધન નિમાયક નથી, કેવલ પ્રભુનો અનુગ્રહ નિયામક છે, કદાચ મર્યાદામાર્ગીય ભકત ઉપર ભગવાન્ અનુગ્રહ કરીને તેને પુષ્ટિભક્તિ પણ આપે છે, જેમ ઉદ્ધવજીને પ્રેમલક્ષણા જે પુષ્ટિમાર્ગીય ભક્તિ તે ગોપીજન

ની પ્રાપ્તિ થાય છે એ રીતે )

[11] થી અધિક [ઉત્તમ] તે तस्मात्

[ ગંગાજીના દૃષ્ટાંત કરીને ] निरूपितः[12] [ વિવેચનપૂર્વક ]

…ા છે.

…કા–જ્ઞાની અને ભક્ત એ બન્નેની ઉપર જો શ્રીભગવાન્ અનુગ્રહ … તો પ્રથમ તે બન્નેને પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરવાને તેમનામાં જે …ર્યાદામાર્ગનો અંશ હોય તેને દૂર કરે છે. અને પછી તે ભકત કે જ્ઞાની પુષ્ટિમાર્ગને અનુસારે ભગવત્સેવા કરે, ત્યારે તેને પુષ્ટિમાર્ગીય ફળ થાય છે. જો કદાચ પ્રભુની, ઉપર કહેલા ભક્ત અને જ્ઞાનીને મર્યાદામાર્ગમાં જ અંગીકાર કરવાની ઇચ્છા હોય તો તે બન્નેને મુકિતરૂપ ફળ થાય છે, કારણ કે તેને ભક્તિ આપતા નથી. એ રીતે ભકિતમાર્ગ જ્ઞાનમાર્ગથી અધિક છે કેમકે જ્ઞાનમાર્ગમાં અક્ષરબ્રહ્મ અને જીવાત્માને એકપણાથી જાણીને હું બ્રહ્મ છું અને આ બધું બ્રહ્મ છે એ રીતે જ્ઞાને કરીને અક્ષરની ઉપાસના કરાય છે તેથી તેને અક્ષરની પ્રાપ્તિ થાય છે, અ… ભક્તિમાર્ગમાં તો " यस्मात्क्षरमतीतोऽहम् " ઇત્યાદિ ગીતાજીના વાકયથ… ક્ષરઅક્ષરની પર અને લોક વેદમાં પ્રસિદ્ધ શ્રીપુરુષોત્તમની ઉપાસન… કરાય છે અને મારા ભક્તો મને જ પામે છે એમ પણ કહેલું છે તેથ… શ્રીપુરુષોત્તમની જ પ્રાપ્તિ થાય છે એ રીતે શ્રુતિસૂત્રાદિક પ્રમાણ સિદ્ધ ભકિતમાર્ગ, જ્ઞાનમાર્ગ કરતાં અધિક છે માટે શ્રીગંગાજીના દૃષ્ટાંતે કરીને નિરૂપણ કરેલો છે.

ટીપ્પણ–उभयोः આ ઠેકાણે टिप्पणमां એવું બતાવ્યું છે કે [विवृत्तिमां] શ્રીગુસાંઇજીએ मर्यादास्थौ આમ લખ્યું છે તે, જ્ઞાની અને ભકતને વાસ્તે છે, અને તે બન્ને મર્યાદામિશ્ર પુષ્ટિભક્ત જાણવા. તેમાં જ્ઞાનીનું એ લક્ષણ છે કે બ્રહ્મજ્ઞાને કરીને જેને પરપ્રાપ્તિ થઈ હોય તે, અ… બ્રહ્મજ્ઞાન વિના પણ જેને પરપ્રાપ્તિ થઈ હોય તે, એમ બન્નેના લક્ષણ જાણવા, પછી, તે ઉપર જો પ્રભુ અનુગ્રહ કરે તો તેમાં જેટલો મર્યાદાનો અંશ છે, તેને દૂર કરીને તેટલો તેમાં પુષ્ટિનો અંશ મેળવીને પૂર્વોકત રીતે માનસી સેવા સિદ્ધ કરી આપે છે.

પાસેથી ભગવાને અપાવી અને
પણ તેને ન આપી માટે પ્રેમલ૦
તે પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ શ્રી૦
કહ્યું છેઃ—

वाग्गद्गदा द्रवते यस्याचित्तं रुदत्यभीक्ष्णं हसातिकाचिच्च ।
विलज्ज उद्गायति नृत्यते च मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥

અર્થઃ—મારા સ્વરૂપનું સ્મરણ કરીને જેનું ચિત્ત પાણીની પેઠે દ્ર થઈ જાય અને કંઠ ગદગદ થઇ જાય તેને મારૂં સ્વરૂપ તે વખત દેખાય છે તે જોઇને હસે અને મારૂં સ્વરૂપ તેની દૃષ્ટિથી અંતરધ્યાન થાય કે રડવા લાગી જાય અને કોઇવાર એવો આનંદ તેને ઉપજે કે સૌની લજ્જા મૂકીને ગાયન કરવા લાગી જાય-અરે નાચવા લાગી જાય-તે વખતે તેના મનમાં મારા સિવાય બીજો કોઈ તેની પાસે છે જ નહિ એવું દેહાનુસંધાન તે ભૂલી જાય રે એવા મારે વિષે સ્નેહસહિત જે ભક્ત છે તે ચૌદે ભુવનને પવિત્ર કરે છે અને તે પોતે તો પવિત્ર હોય તેમાં નવાઈ શું ? એ રીતની પ્રેમલક્ષણા ભક્તિ કેવલ સંસારાસક્તિ છૂટયા પછી થાય છે એવાનો અંગોકાર આ જન્મે છે એવું શાસ્ત્રમાં કહ્યું છે. એવી ભક્તિ સંસારમાં ડુબી રહેલા રહેલા જીવોને ક્યાંથી મળે ? જો કદાચ ભગવાન્ કૃપા કરીને એવી ભક્તિ આપે તો જ મળે માટે પુષ્ટિભક્તિ દુર્લભ કહી તે જ ભક્તિનું નામ શુદ્ધ પુષ્ટિભકિત છે. હવે એ ગ્રંથનો શ્લોક ઓગણીશમો કહે છે.

## श्लोकः—उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ।
## ज्ञानाधिको भक्तिमार्ग एवं तस्मान्निरूपितः॥१९।

पदानि—उभयोः[1] तु[2] क्रमेण[3] एव[4] पूर्वोक्ता[5] एव[6] फलिष्यति[7] ज्ञानाधिकः[8] भक्तिमार्गः[9] एवं[10] तस्मात्[11] निरूपितः[12]

સાન્વયપદાર્થઃ—उभयोः[1] બન્ને ( જ્ઞાની અને ભકત )ને क्रमेण[3] ક્રમે કરીને [ પ્રથમ પુષ્ટિમાર્ગમાં લઇને ] एव[4] જ तु[2] પુનઃ—ફરીથી पूर्वोक्ता[5] આગળ કહેલી [ માનસી સેવા ] एव[6] જ फलिष्यति[7] સિદ્ધ થશે एवं[10] એ પ્રકારે [ આગળ કહેલા સિદ્ધાંતની રીતે અથવા જ્ઞાનમાર્ગથી અક્ષરની પ્રાપ્તિ

उभयोस्तु क्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ।
ज्ञानाधिको भक्तिमार्ग एवं तस्मान्निरूपितः ॥ १९ ॥

**અર્થ:**—ભગવાન્ જ્યારે અનુગ્રહ કરશે ત્યારે મર્યાદામાર્ગી જ્ઞાની તથા ભક્ત એ બન્નેને પૂર્વ કહી જે પુષ્ટિભક્તિ ફલરૂપ તે પ્રાપ્ત થશે. કેમકે મર્યાદામાર્ગના જ્ઞાન કરતાં પુષ્ટિમાર્ગીય ભક્તિ શ્રેષ્ઠછે એ પ્રકારનો ક્રમ શાસ્ત્રમાં નિરૂપણ કરેલો છે એ મૂળ શ્લોકનો અર્થ છે.

હવે એની ટીકામાં શ્રીગુસાંઇજી કહે છે કે જ્ઞાની તથા ભક્તનો અંગીકાર કદાચ ભગવાન્ મર્યાદામાર્ગમાં કરવાની ઇચ્છા કરે ત્યારે તો બન્ને માર્ગ વાળાને મુક્તિ જ ફલ મળે છે. માટે જ્ઞાનનું ફલ મુક્તિ અને ભક્તિનું ફળ ભગવાનની પ્રાપ્તિ એ રીતે શાસ્ત્રમાં કહ્યું છે માટે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગની શાસ્ત્રમાં શ્રેષ્ટતા કહી છે, પણ હાલના કેટલાએક લોકો ભક્તિ કરતાં જ્ઞાનને ફલરૂપ માને છે તેને તો મુક્તિ એજ ફલ થશે એવું સર્વ શાસ્ત્ર કહે છે તે જ્ઞાનમાર્ગમાં જ્ઞાન છે તે બ્રહ્મ સાથે પોતાની આત્માની એકતાનું જ્ઞાન છે કે મારો આત્મા જે છે તે બ્રહ્મ છે પણ બ્રહ્મ છે તે અક્ષરનું સ્વરૂપ છે અને પુરૂષોત્તમ અક્ષર થકી જુદે સ્વરૂપે છે માટે તેનો સંબંધ ઘણો દૂર છે કારણકે ગીતાજીના પંદરમા અધ્યાયમાં પુરુષોત્તમને અક્ષરાતીત કહેલા છે અને ગીતાજીના બારમા અધ્યાયમાં અર્જુને અક્ષરબ્રહ્મની ઉપાસના તથા પુરુષોત્તમની ઉપાસનામાં તારતમ્ય પૂછ્યું છે કે એ બન્ને ઉપાસના કરનારમાં શ્રેષ્ઠ કોણ એવું પુછ્યું છે તે ઠેકાણે ભગવાને પોતાની ભક્તિ કરનારની શ્રેષ્ઠતા કહી છે અને ગંગાજીનાં ત્રણ સ્વરૂપ આગળ કહી આવ્યા છીએ તેમાં દેવતારૂપ સ્વરૂપ જૂદું બતાવ્યું છે માટે પંદરમો અધ્યાય ગીતાજીનો તેમાં પણ ભગવાને પોતાને જ ભજવાનું શ્રેષ્ઠ કહ્યું છે કે:—

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

**અર્થ:**—એ રીતે મૂઢપણું મૂકીને એવા પુરુષોત્તમ મને જાણીને સર્વભાવે કરીને જે મને ભજે છે તેનેજ સર્વ તત્વનો જાણનાર સમજવો એ રીતે પુરુષોત્તમને ભજનારને શ્રેષ્ઠપણું ભગવાને આ શ્લોકમાં કહ્યું છે અને વળી કહ્યું કે મૂઢપણું મૂકીને ભજવું તે મૂઢપણાનો હારદ એ છે કે જ્ઞાનમાર્ગીય લોક એમ માને છે કે ભગવાન્ સર્વ ઠેકાણે સમાનરૂપે વ્યાપક થઇને રહ્યા છે, જૂદું સ્વરૂપ નથી તેથી ભક્તિ કરવાનું પ્રયોજન નથી, જ્ઞાનમાત્ર રાખવું જ્યાં સૂધી ન સમજે ત્યાં સૂધી ભક્તિ કરવી. જ્ઞાન મળ્યા પછી ભક્તિ કરવાનું પ્રયોજન નથી એ રીતે જે કહે છે તે વાત શાસ્ત્ર વિરૂદ્ધ કહે છે કેમકે પુરુષોત્તમને વેદગીતા

ભાગવતમાં સૈથી જુદા કહેલા છે અને તેની ભકિત સદા કરવી કહી છે તે વાતને નથી માનતા માટે આ શ્લોકમાં ભગવાને તેઓની સમજણને મૂઢપણાની સમજણુ કહેલી છે. એ રીતે મૂઢપણું મૂકીને એવા પુરુષોત્તમ જે અક્ષરાતીત છે. તેને સર્વભાવે કરીને ભજવા. એ રીતે કહ્યું છે, અને જ્ઞાનમાર્ગ કરતાં ભકિતમાર્ગ શ્રેષ્ઠ છે તે ઉપર ઋગ્વેદની શ્રુતિ લખી છે અને તેના એક એક પદનો અર્થ ટીકામાં લખેલો છે પણુ અમે તે બાબત અહીં લખ્યું નથી. તે રીતે ભકિતમાર્ગને જ્ઞાનમાર્ગ કરતાં વેદ પુરાણોમાં શ્રેષ્ઠતા કહી છે માટે ભકિત કરવી શ્રેષ્ઠ છે હવે એ ગ્રન્થનો વિશમો શ્લોક કહે છે.

**श्लोकः-भक्त्यभावे तु तीरस्थो यथा दुष्टैः स्वकर्मभिः।**
**अन्यथाभावमापन्नस्तस्मात्स्थानाच्च नश्यति ।२०।**

पदानि-भक्त्यभावे तु तीरस्थः यथा दुष्टैः स्वकर्मभिः अन्यथा-भावं आपन्नः तस्मात् स्थानात् च नश्यति ।

सान्वयपदार्थः-यथा જેમ तीरस्थः ( શ્રીગંગાજીના ) તીર ઉપર રહેલો ( પુરુષ ) भक्त्यभावे ભક્તિના અભાવમાં અર્થાત્ ભક્તિ નહિ હોય तु તો दुष्टैः (વેદની નિંદા અને પરસ્ત્રીનું ગમન, એ આદિ) દુષ્ટ (ખરાબ) એવાં स्वकर्मभिः પોતાનાં કર્મોએ કરીને अन्यथाभावं અન્યથાપણાને (પાખંડીપણાને) आपन्नः પ્રાપ્ત થઇને तस्मात् તે स्थानात् સ્થાનકથી [તીર્થ પણાના જ્ઞાનથી) च પણુ नश्यति નાશ પામે છે. (તેમ પ્રભુના સાનિધ્યમાં રહેતો હોય પણુ જો પ્રભુમાં ભક્તિ ન હોય તો તે પણુ પોતાનાં દુષ્ટ કર્મે કરીને આરૂઢ પતિત થઇને તે સ્થાનમાંથી છૂટી કોઇ હીનયોનિમાં જન્મે છે. )

ટીકા-શ્રીગંગાજીના તીરપર રહેલો પુરુષ, જેમ પોતાને શ્રીગંગાજીમાં ભક્તિ નહિ હોય તો પોતાનાં દુષ્ટ કર્મે કરીને એટલે વેદની નિંદા પરસ્ત્રીગમન, વિદ્વાન્, કે ભગવદ્‌ભક્ત, અને બ્રાહ્મણુ વગેરેમાં ઇર્ષ્યા,

દ્વેષ, વગેરે ખરાબ કામ કરવાથી પાખંડી થઈને પછી તે સ્થલથી નાશ પામે છે એટલે આરૂઢપતિત થાય છે, તેમ પ્રભુના સાન્નિધ્યમાં રહેતો હોય પણ જો, પ્રભુમાં ભક્તિ ન હોય તો તે પણ પોતાનાં દુષ્ટ કર્મેકરીને આરૂઢપતિત થઈને તે સ્થાનમાંથી કોઈ હીનયોનિમાં જન્મે છે.

---

भक्त्यभावे तु तीरस्थो यथा दुष्टैः स्वकर्मभिः ॥
अन्यथाभावमापन्नस्तस्मात्स्थानाच्च नश्यति ॥ २० ॥

**અર્થ**:—જેમ જલને કાંઠે ઉભો છે પણ જાણ્યા વગર પોતાનાં દુષ્ટ કર્મના વશથી ઘાસથી ઢંકાયેલું જે જળ છે તેને નથી જાણી શકતો અને નથી પામી શકતો. ફક્ત ઘાસ જોઈને ત્યાંથી ચાલ્યો જાય છે અને જળથી તરસે મરે છે. તેમ આનંદ રૂપ ભગવાન્ વ્યાપક છે પણ દેહાદિકે ઢંકાયેલા છે તેને ભક્તિ વગર કોઇ જાણી શકતા નથી અને પામી શકતા નથી. અને સંસારના સુખને સારૂ પોતાના દુષ્ટ કર્મના વશથી અનેક પ્રકારની યોનિઓમાં જન્મ મરણ પામતા થકા દુ:ખજ પામે છે. એ રીતે મૂલ શ્લોકનો અર્થ.

હવે એનો ભાવાર્થ કહે છે. આપણા દેહનેવિષે આનંદરૂપ ભગવાન્ અંતર્યામિરૂપે જીવનીમાંહે બિરાજેછે પણ તેનાં દર્શન આપણને થતાં નથી. તે દર્શન ભગવાનની ભક્તિવડે આપણને થાય છે. એ રીતે શ્રીમહાપ્રભુએ કહ્યું પણ જ્ઞાનમાર્ગના લોકો એમ કહે છે કે બ્રહ્મજ્ઞાન વિના ભક્તિ નકામી છે. પણ એ વાર્તા તેઓની શાસ્ત્ર વિરુદ્ધ છે તે ભાગવત દશમસ્કન્ધમાં ભગવાને કહી છે:—

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ! ।
न स्वाध्यायस्तपस्त्यागो यथाभक्तिर्ममार्जिता ॥ १ ॥
भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयात्मा प्रियः सताम् ।

**અર્થ**:—યોગવડે સાંખ્ય એટલે જ્ઞાનવડે સ્વાધ્યાયવડે તપવડે ત્યાગવડે પ્રાપ્ત થતો નથી જેવી મારી સ્નેહપૂર્વક સેવા કરવાથી પ્રાપ્ત થાઉછું તથા ભક્તિવડે જ હું પ્રાપ્ત થાઉછું એ રીતે ભગવાને ભક્તિવડે જ પોતાની પ્રાપ્તિ કહી છે કેવળ બ્રહ્મજ્ઞાનવડે કહી નથી. કારણ કે દશ પ્રકારની ભક્તિવડે ભગવાનનો વાસ મનમાં થાય છે તેથી મનને વિષે રહી જે અવિદ્યા તે ખસે છે અને અવિદ્યા ખસ્યા પછી આનંદરૂપ ભગવાન્ જીવની માંહે ગુપ્તપણે બિરાજે છે તે પોતાનાં આનંદસ્વરૂપનો પ્રકાશ ભક્તિવડે પ્રસન્ન થઈને રહે છે. તે રીતે આનંદસ્વરૂપનો પ્રકાશ કેવલ જ્ઞાન વડે થતો નથી. જ્ઞાન વડે પણ અવિદ્યા તો ખસે છે પણ અવિદ્યા ખસ્યા પછી આનંદ સ્વરૂપ ભગવાન્ હૃદયમાં પ્રકટ થતા નથી. તેનું કારણ એ છે કે જ્ઞાની નિરાકાર સ્વરૂપ ભગવાનનું જાણે છે માટે સાકાર સ્વ-

રૂપનાં દર્શન કરવાની તેની ઈચ્છા જ નથી. જ્ઞાની કહે છે કે જેટલાં સાકાર સ્વરૂપ છે તે માયાનાં કરેલાં છે, માટે નાશવંત છે. એ રીતે શાસ્ત્રથી ઉલટું માને છે તે સારૂ જ્ઞાનીને દર્શનની ઈચ્છા નથી માટે ભગવાન્ તેને દર્શન આપતા નથી. ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે—

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।

અર્થ:—જે મને જે ભાવે જે સ્વરૂપે ભજે છે તેને હું તેજ રીતે ફલ આપું છું અને ગીતાજીના અગીયારમા અધ્યાયમાં પણ ભગવાને કહ્યું છે કે મારા દર્શન એક અનન્ય ભક્તિ વડે જ થાય છે બીજે પ્રકારે થતાં નથી. એ કારણથી શ્રીમહાપ્રભુજીએ આ શ્લોકમાં કહ્યું કે આપણા દેહમાં ભગવાન્ છે પણ તેનાં દર્શન ભક્તિ વગર થઈ શકતાં નથી અને દેહમાં ભગવાન્ છે એવું એ જીવ જાણતો નથી. તે સારૂ અધર્મ રીતે ચાલે છે. કોઈની ચોરી કરે છે, હિંસા કરે છે, નિંદા કરે છે, તેને દુઃખ દે છે, એવા દુષ્ટ કર્મના વશથી અનેક પ્રકારના જીવજંત, પર્વત, વૃક્ષ પ્રતિના દેહ પામીને તેનું ઋણ ચૂકાવી આપે છે. પણ તે જીવ કદિ સંસારના જન્મમરણથી છૂટતો નથી. તે સારૂ ભગવાનની ભક્તિ રાતદહાડો કરવી અને પોતાના દેહમાં તથા સર્વના દેહમાં ભગવાન્ બિરાજે છે એ રીતે ભગવાન્નો ભય રાખીને સ્વધર્મની રીતથી ચાલવું. એ રીતે એ શ્લોકનો ભાવાર્થ છે. હવે એ ગ્રંથનો એકવિશમો શ્લોક કહે છે:-

श्लोकः—एवं स्वशास्त्रसर्वस्वं मया गुप्तं निरूपितम् ।
एतद्बुध्वा विमुच्येत पुरुषः सर्वसंशयात् ॥२१॥

पदानि—एवं[1] स्वशास्त्रसर्वस्वं[2] मया[3] गुप्तं[4] निरूपितं[5] एतत्[6] बुध्वा[7] विमुच्येत[8] पुरुषः[9] सर्वसंशयात्[10] ।

સાન્વયપદાર્થઃ—एवं[1] એ (આગળ કહેલી) રીતે मया[3] મેં स्वशास्त्रसर्वस्वं[2] પોતાના શાસ્ત્રનું સર્વસ્વ, રૂપી (સિદ્ધાંત) गुप्तं[4] ગુપ્ત છે (તોપણ) निरूपितं[5] નિરૂપણ કર્યું एतत्[6] એ (મારા કહેલા સિદ્ધાંત) ને बुध्वा[7] જાણીને पुरुषः[8] (કોઇપણ) પુરુષ सर्वसंशयात्[10] બધા સંશયોથી विमुच्येत[8] વિશેષે કરીને મુકાઈ જાય.

ટીકા—આગળ કહેલી રીતે મેં પોતાના શાસ્ત્રનું સર્વસ્વ, રૂપી સિદ્ધાંત કે, જે ગુપ્ત હતું તેને નિરૂપણ કર્યું. એ મારા કહેલા સિદ્ધાંતને જાણીને પુરુષ, બધા સંશયોથી વિશેષે કરીને મુકાઈ જાય છે.

ટિપ્પણ—વિમુચ્યેત આ ઠેકાણે વિ ઉપસર્ગ મુકેલો છે તેનો અર્થ એવો બતાવેલો છે કે "પુનઃ કદાપિ ન સંશયં પ્રાપ્નોતિ વિ શબ્દાર્થઃ" એ મેં કહેલા સિદ્ધાંતને જાણ્યા પછી ફરીથી કોઇ કાલે પણ જાણનાર પુરુષ, સંશયને પ્રાપ્ત થતો નથી. એ, વિ શબ્દનો અર્થ છે.

---

एवं स्वशास्त्रसर्वस्वं मया गुप्तं निरूपितम् ।
यतद्बुध्वा विमुच्येत पुरुषः सर्वसंशयात् ॥ २१ ॥

અર્થ:—શ્રીમહાપ્રભુજી કહે છે જે એ પ્રકારે અમારો કહેલો વેદશાસ્ત્રનો સાર અમે તો નિરૂપણ કર્યો તે એટલા સારૂ કે એથી જાણીતો પુરુષ સર્વે સંશયથી છૂટી જશે એ મૂલ શ્લોકનો અર્થ.

હવે એનો ભાવાર્થ કહે છે કે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે અમારા સર્વ શાસ્ત્રનો સાર અમે એ ગ્રંથમાં કહ્યો તેનું હાર્દ એ છે કે વેદની શ્રુતિઓમાં અર્થ કરવા વિષે જે ઠેકાણે સંદેહ રહે છે અને તેના બેત્રણ અર્થ થાય છે એવી સંદેહસહિત શ્રુતિઓ છે તેનો અર્થ શી રીતે છે તે સમજવા સારૂ વ્યાસજીએ વ્યાસસૂત્ર કરેલાં છે તેની ટીકા શ્રીમહાપ્રભુજીએ કરેલી છે જેને વ્યાસસૂત્રનું ભાષ્ય તથા અણુભાષ્ય કરીને કહે છે પણ તે ટીકા પંડિતોને સમજવી પણ કઠણ છે એવું જાણીને તેનો સાર નિબંધ ગ્રંથમાં સંક્ષેપથી કહ્યો છે, તથાપિ તે ગ્રંથમાં પણ ઊંડા અર્થ છે તેની સમજ નહી પડે તે સારૂ થોડા એક શ્લોકમાં આ સિદ્ધાન્તમુક્તાવલી ગ્રંથ કરીને પોતાના માર્ગીય વૈષ્ણવોને વેદનાં જ્ઞાનકાંડનો સાર જે હતો તે કહ્યો છે તે કહેવાનું કારણ એ છે કે માયાવાદી તથા સાંખ્યવાદી તથા મીમાંસક તથા ન્યાયશાસ્ત્રવાળા તથા દ્વૈતવાદી તથા કેવલાદ્વૈતવાદી તથા વિશિષ્ટાદ્વૈતવાદી એ રીતે સાત પ્રકારના વાદી પૂર્ણ-પુરુષોત્તમનું સ્વરૂપ અને જગતનું સ્વરૂપ અને અક્ષરબ્રહ્મનું સ્વરૂપ માયાનું સ્વરૂપ તથા કર્મનું સ્વરૂપ વેદના જ્ઞાનકાંઠ વિષે વેદમાં જે રીતે વર્ણન કરેલું છે તેને મૂકીને પોતાની મનની કલ્પનાથી વેદ વિરુદ્ધ વર્ણન કરે છે તેથી પુષ્ટિમાર્ગીય ભક્તના મનમાં કદાચ સંદેહ ઉત્પન્ન થાય તે સંશય ટાળવા સારૂ આ ગ્રંથમાં વેદના જ્ઞાનકાંડનો નિશ્ચય પોતે કરીને પોતાના ભકતોને જણાવેલો છે કે તેઓના સિદ્ધાન્ત વેદ વિરુદ્ધ છે કે જેથી પાછો સંશય મનમાં ન રહે એની ટીકા શ્રીગુસાંઇજીએ સંક્ષેપમાં કરી છે તે પણ એમાં લખી છે અને

વાદીઓનું બોલવું શાસ્ત્રથી વિરુદ્ધ છે તે પણ શાસ્ત્રનાં વચનથી અમે આ ગ્રંથમાં બતાવ્યું છે એ રીતે ગ્રંથ વૈષ્ણવો ઉપર કૃપા કરીને શ્રીમહાપ્રભુજીએ કર્યો છે માટે વૈષ્ણવોએ ચિત્ત રાખીને વાંચવો અને સારી રીતે સમજવો. એ સમજ્યાથી વેદવિરુદ્ધ બોલનારાં વચનથી આપણને કદી ભક્તિમાર્ગ વિષે ભ્રમ નહિ ઉપજે. માર્ગીય વૈષ્ણવોના મનમાં જે ભ્રમ ઉપજે છે તે કેવલ અન્યમાર્ગીય પંડિતોની સંગતથી તથા જોગી સંન્યાસીની સંગતથી તથા મિથ્યા જ્ઞાનીઓની સંગતથી ઉપજે છે એટલાનો સંગ ભક્તિમાર્ગીય વૈષ્ણવોને ભક્તિમાર્ગથી દૂર કરનાર છે. માટે એવા લોકોનો સંગ સર્વથા ન કરવો. કદાચ સત્સંગ ન મળે તો નિયમપૂર્વક માર્ગના ગ્રંથ વાંચવા અને ભગવાનનું નામ સ્મરણ કર્યા કરવું તથા ભગવાન્‌ની સેવા કરવી અને સ્વધર્મે રીતે ચાલવું કોઇની નિંદા ન કરવી એ રીતે રહેવું એ થકી ભગવાન કૃપા કરીને પોતાનો અનુભવ ભક્તને જણાવશે તેથી કરીને દેહાંત સુધી ભક્તિનો નાશ થવા નહી પામે દિવસો દિવસ ભક્તિ વધતી જશે. હવે એ ગ્રંથની સંપૂર્ણતા કરતે સમે શ્રીગુંસાંઇજી કહે છેઃ—

इतिश्रीपितृपादाब्जपरागरससिक्तहृत् ।
श्रीविठ्ठलस्तत्सिद्धान्तवाङ्मालां हृदये दधौ ॥

અર્થઃ—અમારા પિતા જે શ્રીમહાપ્રભુજી તેનાં ચરણકમળના પરાગ એટલે રજ તેના રસે કરીને સિંચ્યું છે હૃદે જેનું એવો હું શ્રીવિઠ્ઠલ જેણે આ સિદ્ધાંતરૂપી વાઙ્માલા હૃદય વિષે ધારણ કરી તે રીતે સર્વ ભકતોએ ધારણ કરવી એ રીતે શ્રીગુસાંઇજીએ કહ્યું. શ્રીવલ્લભાચાર્યજીને શ્રીમહાપ્રભુજી કરીને સર્વ ગ્રંથોમાં લખે છે પણ તેનું નામ સ્પષ્ટ લખતા નથી તેનું કારણ એ છે કે પોતાના ગુરુનું નામ તથા વરનું નામ મોટા પુત્રનું નામ તથા ધણીઆણીનું નામ એટલાનું નામ મુખ થકી સ્પષ્ટ લેવાની શાસ્ત્રમાં મના છે એ એનું કારણ સમજવું. માટે મહાપ્રભુજી એટલે મોટા સામર્થ્યવાળા એવું નામ લખે છે. એ ગ્રંથની ટીકા ગુજરાતી ભાષામાં સંપૂર્ણ.

## ॥ इति श्रीसिद्धान्तमुक्तावलिर्गुर्जरभाषाटीका सहिता समाप्ता ॥



# अथ गुर्जरभाषायां समश्लोकी गोपीगीतम्.

## લલિત છંદ.

**जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इन्दिरा शश्वदत्र हि ।**
**दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥ १ ॥**

અધિક શોભતું આપ જન્મથી, વ્રજ રહી રમા સ્થૈર્ય ધર્મથી:
જીવન સોંપિને આપમાં અમો, દશ દિશા ભમી દર્શ દ્યો તમો. ૧

**शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषा दृशा ।**
**सुरतनाथ तेऽशुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ॥ २ ॥**

શરદ ફુલ્લતાં પદ્મ મધ્યથી, સરસ દૃષ્ટિયે પ્રેમના પતિ:
વગર મૂલ્યની દાસીયો હણો, [1]વરદ આપશું ઘાત ના ગણો. ૨

**विषजलाप्ययाद्व्यालराक्षसाद्वर्षमारुताद्वैद्युतानलात् ।**
**वृषमयात्मजाद्विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः ॥ ३ ॥**

[2]સલિલ ઝેરથી મૃત્યુ પામતાં, [3]અનિલ વૃષ્ટિથી અગ્નિમાં જતાં;
અવર ભીતિથી [4]વત્સ [5]વ્યોમથી, જીવન જાળવ્યું નાથ સ્નેહથી. ૩

**न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ।**
**विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान्सात्वतां कुले ॥ ४ ॥**

નહિ [6]વિભો યશોદા [7]સુનુજ હે, અખિલ પ્રાણિના આત્મરૂપ જે;
વિધિની યાચનાથી યદુકુલે, પ્રકટીયા જગત્ [8]ત્રાણુ કારણે. ૪

**विरचिताभयं वृष्णिधुर्य ते चरणमीयुषां संसृतेर्भयात् ।**
**करसरोरुहं कान्त कामदं शिरसि धेहि नः श्रीकरग्रहम् ॥ ५ ॥**

ફરી ન જન્મવા આ જગતમહીં, ચરણ આપનું સેવતા રહી;
અભય [9]કામદ [10]શ્રીકરગ્રહી, શિર ધરો [11]કરાંબુજ શ્રીહરિ. ૫

**व्रजजनार्तिहन्वीर योषितां निजजनस्मयध्वंसनस्मित ।**
**भज सखे भवत्किंकरीः स्म नो जलरुहाननं चारु दर्शय ॥ ६ ॥**

વ્રજજનો તણા તીવ્ર તાપને, [12]મદ [13]સુહાસ્યથી ગર્વ કાપને;
પ્રિય સખા ! અમો તારી દાસીયો, કમળ મુખનું દર્શ તર્ત દ્યો. ૬

**प्रणतदेहिनां पापकर्शनं तृणचरानुगं श्रीनिकेतनम् ।**
**फणिफणार्पितं ते पदाम्बुजं कृणु कुचेषु नः कृन्धि हृच्छयम् ॥ ७ ॥**

[14]પ્રણત પ્રાણિના પાપ જે હરે, ગૃહ રમા પશુ પાછળે ફરે;
પીડિત જેહથી નાગના [15]શિરો, પદ [16]કુચે ધરો કામને હરો. ૭

---

૧. વરદાન. ૨. પાણી. ૩. વંટોળીયો. ૪. વત્સાસુર દૈત્ય. ૫. વ્યોમાસુર દૈત્ય. ૬ પ્રભુ. ૭. પુત્ર. ૮. રક્ષણ. ૯. ઇચ્છાને પરિપૂર્ણ કરનારૂં. ૧૦. લક્ષ્મીના હાથને ગ્રહણ કરવાવાળું. ૧૧. હસ્તકમલ. ૧૨. ગર્વ. ૧૩. ઉલટભેર હસવાથી. ૧૪. નમસ્કાર કરનાર. ૧૫. નાગની ફણો. ૧૬. છાતી ઉપર.

मधुरया गिरा वल्गुवाक्यया बुधमनोज्ञया पुष्करेक्षण ।
विधिकरीरिमा वीर मुह्यतीरधरसीधुनाप्याययस्व नः ॥ ८ ॥

હરિત ચિત્ત જે જ્ઞાનીના સદા, મધુર મીઠી જે આપની [1]ગિરા;
મન ખરે હર્યું દાસીયો તણું, [2]અધરપાન દ્યો વીર હે ઘણું. ૮

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥ ९ ॥

જીવન દુઃખીયાનું જ જે ખરે, [3]પ્રથિત પાપ હારીજ નામ જે;
[4]શ્રીમદને હરે [5]શ્રુતિ એ ઠરે, જન પવિત્ર તે ભાવથી ભજે. ૯

प्रहसितं प्रिय प्रेमवीक्षणं विहरणं च ते ध्यानमङ्गलम् ।
रहसि संविदो या हृदिस्पृशः कुहक नो मनः क्षोभयन्ति हि ॥ १० ॥

નિરખતાં પ્રભુ પ્રેમ દૃષ્ટિએ, વિહર હાસ્ય જે ધ્યાન રમ્ય છે;
[6]વિજન દેશમાં ગુપ્ત વાત જે, કપટી ચિત્તને વ્યાકુળાં કરે. ૧૦

चलसि यद्व्रजाच्चारयन्पशून्नलिनसुन्दरं नाथ ते पदम् ।
शिलतृणाङ्कुरैः सीदतीति नः कलिलतां मनः कान्त गच्छति ॥ ११ ॥

વ્રજ થકી પશુ ચારવા જતાં, કઠિન કાંકરા ઘાસ ખુચતાં;
[7]પદસરોજ જે આપ પ્રેક્ષતાં, મન પીડિત હે નાથજી થતાં. ૧૧

दिनपरिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।
घनरजस्वलं दर्शयन्मुहुर्मनसि नः स्मरं वीर यच्छसि ॥ १२ ॥

દિવસ આથમે ધૂળથી ભર્યું, શ્યામ વાંકડે વાળ વીંટિયું;
કમળ મુખડું નાથ [8]પ્રેખતાં, હૃદય વ્યાકુળાં કામથી થતાં. ૧૨

प्रणतकामदं पद्मजार्चितं धरणिमण्डनं ध्येयमापदि ।
चरणपङ्कजं शंतमं च ते रमण नः स्तनेष्वर्पयाधिहन् ॥ १३ ॥

[9]પૂરકભક્ત ઇચ્છા સદા [10]શ્રીયે, પુજીત [11]ભૂભૂષા [12]દુઃખધ્યેય જે;
ચરણ પદ્મ છે માંગલિક જે, અમકુચે ધરો દુઃખહારી તે. ૧૩

सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम् ॥ १४ ॥

અધિક ભોગી જે શોક હારતું, [13]સ્વરતિ વેણુથી પૂર્ણ [14]ચુંબીયું;
મનુજ ભાનને જે ભુલાવતું, અધરપાન હે નાથ દ્યો તમે. ૧૪

अटति यद्भवानह्नि काननं त्रुटिर्युगायते त्वामपश्यताम्
कुटिलकुन्तलं श्रीमुखं च ते जड उदीक्षतां पक्ष्मकृद्दृशाम् ॥ १५ ॥

વનમહીં ફરો દિવસે તમો, [15]યુગસમી ક્ષણો જાય છે વહ્યો;
શ્રીમુખ આપનું જોતીઓ હરી, જડ વિધિ થયો પાંપણો કરી. ૧૫

---

૧. વાણી. ૨. અધરામૃતનું પાન. ૩. વખાણવા લાયક. ૪. લક્ષ્મીનો ગર્વ. ૫. કાનમાં. ૬. ઉજડ. ૭. ચરણકમળ. ૮. જોતાં. ૯. પૂરણ કરવાવાળા. ૧૦. લક્ષ્મીએ. ૧૧. પૃથ્વીનું ઘરેણું. ૧૨. દુઃખમાં ધ્યાન કરવા યોગ્ય. ૧૩. શબ્દ કરવાવાળી. ૧૪. ચુંબન કરેલ. ૧૫. યુગ સમાન.

